# બાલમિત્રની વાતો



ભાગ પહેલો

યોજક:

ગિજુભાઈ અને ચન્દ્રશંકર

52

પ્રકાશક

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા

બાલસાહિત્યમાળા—૪

# બાલમિત્રની વાતો

## ભાગ પહેલો

લેખકો
ગિજુભાઇ અને ચન્દ્રશંકર

સંપાદક
ચરોતર ઍજ્યુકેશન સોસાયટી
આણંદ

પ્રકાશક
પુસ્તકાલય સ. સ. મંડળ લિ.
વડોદરા

# નિવેદન

બાળકોના વાર્તાવાચનના વિશુદ્ધ શોખને પોષવા આજે દેશદેશાન્તરમાં ઘણું સાહિત્ય પ્રકટ થાય છે. એ દિશામાં અમારો પણ આ એક પ્રયત્ન છે.

એ માટે 'બાલમિત્ર'માં આવી ગએલી વાર્તાઓમાંથી શ્રી. ગિજુભાઈ અને ચન્દ્રશંકરની વાર્તાઓનો આ સંગ્રહ અમે પ્રકટ કરીએ છીએ. શ્રી. ગિજુભાઈએ તેમની આ વાર્તાઓ પુસ્તકાકારે પ્રકટ કરવા મંજુરી આપી છે તે બદલ અમે તેમના ઋણી છીએ.

બાલમિત્રોને આ ગમશે તો ભવિષ્યમાં આવા વધારે સંગ્રહો પ્રકટ કરવાની પણ અમે ઉમેદ રાખીએ છીએ.

'બાલમિત્ર' કાર્યાલય
આણંદ
તા. ૨૪ : ૨ : '૨૮

આશાભાઇ ન. પટેલ
ચન્દ્રશંકર મ. ભટ્ટ
તન્ત્રીઓ : 'બાલમિત્ર'

# અનુક્રમણિકા







બન્ને જણે તળાવની પાળે જઈને જોયું:
'અરે ! આ શું ? આટલા બધા મોર ! આવા રૂપાળા મોર !'
( ચતુર રાજકુમાર )

# પરી અને બાળકો

એક હતી પરી. એનું નામ સોનપરી. એનું ઘર સોનાનું, એની પથારી સોનાની, ગાદી સોનાની: એનું બધું સોનાનું.

પરીને નાનાં બાળકો બહુ વ્હાલાં. એને જોઈ-ને બાળકો ગાંડાંઘેલાં થઈ જાય.

એક દિવસ પરીએ નાનાં બાળકોને પોતાના બાગમાં રમવા નોતર્યાં. પરીએ તો વાંદરાંને બોલાવ્યાં, સસલાંને બોલાવ્યાં, ને દેડકાંને બોલાવ્યાં. પછી કહ્યું, "આજે તમારે સૌએ ભેગાં રમવું."

સસલાં ને વાંદરાં તો ખુશી ખુશી થઈ ગયાં. ત્યાં બાળકો દેખાયાં. વાંદરાંસસલાં સામે દોડયાં. એક બીજાં ખૂબ હસ્યાં, મળ્યાં, ને ભેટયાં.

પછી તો રમત ચાલી.

કોઈ છોકરાં દેડકાં સાથે તરવા લાગ્યાં, કોઈ સસલાં સાથે દોડવા લાગ્યાં, ને કોઈ વાંદરભાઈ જેમ એક ડાળેથી બીજી ડાળીએ કૂદવા લાગ્યાં.

બધાં ઘડીકમાં પાણીમાં જાય, ઘડીકમાં ડાળે ચઢે, ઘડીકમાં દોડમ દોડઃ ધમ્માચકડી થઇ રહી.



પરીએ સીસોટી વગાડી એટલે બધાં એકઠાં થઈ ગયાં. પરી કહે, "ચાલો, હવે જમવાનું આપું."

બધાં હાથપગ ધોઇને પાટલે બેઠાં.

વાંદરાં દોડયાં તે કેરી, જાંબુ, જમરૂખ, દાડમ, ને બોર લઈ આવ્યાં. સસલાંએ સારાં સારાં ફૂલ આણ્યાં. દેડકાં તો નિરાંતે ધીરે ધીરે ગાવા-બજાવવા લાગ્યાં. પરી જાતજાતનાં પકવાન પીરસવા લાગી. નામ લેતાં મોંમાં પાણી આવે!

બધાંએ નિરાંતે ખાધું ને પાનસોપારી લીધાં.

ત્યાં તો વાંદરાં ઉપડયાં તે પવનઘોડા જોડેલી ગાડીઓ લઈ આવ્યાં. સસલાં દોડયાં તે સાબર, હરણ, ને રોઝ લઈ આવ્યાં. દેડકાં બધાં કંઈ પાછળ રહી જાય? એ ઉપડયાં તે મોટા મગર બોલાવી લાવ્યાં. કોઈ છોકરાં પવનની ગાડીમાં બેઠાં, તો કોઈ નવી હોડીમાં બિરાજ્યાં. ગાડીઓ ને હોડી-ઓ ઉપડી.

પવનગાડીઓ તો જાય અદ્ધર ઉંચે. નીચે ડુંગરા દેખાય, ખીણો દેખાય ને ખેતર દેખાય. એમાં બેઠેલાં બાળકોએ તો દરિયાપારના મુલકો જોયા, મોટી મોટી આગબોટો જોઈ, મોટાં મોટાં શહેર જોયાં, મોટા મોટા પર્વત જોયા, અરધી દુનિયા જોઈને પવનઘોડા પાછા ફર્યા. ઉડતા ઉડતા પરીના બાગમાં પાછા આવ્યા.

હરણુસસલાંની ગાડીઓ જાય દોડી. જુવારનાં ખેતરો, સુંદર બાગ બગીચા, નાનાં મોટાં વનો ને મોટાં મોટાં જંગલો; એ બધાંમાં હરણની ગાડીઓ ફરી વળી.

ફરી ફરીને પાછાં સૌ બાગમાં આવ્યાં.

મગરે તો હોડીઓ ઉપાડી. ઉપસાગર ને મહાસાગર, અખાત ને ખાડી બધેય લઈ ગયા. દૂરના ને નજીકના, નાના ને મોટા બધા દરિયા દેખાડયા. એકેય બાકી ન રાખ્યા.

ફરી ફરીને એય બાગમાં પાછાં આવ્યાં.

કોઈ પોંક લાવ્યાં, કોઇ એલચી લાવ્યાં, કોઈ જાયફળ ને તજ લાવ્યાં, કોઇ વળી જાતજાતના મેવા લાવ્યાં; દરિયામાંથી ઢગલાબંધ મોતી ને ગાડી ભરીને છીપોલીઓ પણ લાવ્યાં.

પછી બધાંએ સરખો ભાગ પાડયો ને પછીને મળીહળી સૌ પોતપોતાને ઘેર ગયાં.

ગિજુભાઇ



# પંખીના માળા

ચકલી કહે, "ક્યાં ચાલ્યાં કાબરબેન?"

"આ આજે આપણી સભા છે ને!"

મોર કહે, "મેનાબાઈ, સભામાં શું થવાનું છે?"

મેના કહે, "કંઈ ઘર બાંધવાની વાત છે."

વડલા નીચે મંડપ હતો: દરવાજે બે હંસ હતા. સ્વયંસેવામાં મોર હતા. આમ જાય ને તેમ જાય, લાંબી ડોક હલાવતા જાય ને પ્રેક્ષકને બેસારતા જાય. ચકલીને આમ બેસારી, હોલાંને તેમ બેસાર્યાં. કાબરને કહે, 'ચૂપ,' કાગડા ને કહે, 'બસ.'

સભા આખી ભરાઈ ગઈ. રંગબેરંગી મેળો. ક્યાંક લાંબી ડોક, ક્યાંક ટૂંકી ડોક. કોઈનાં ધોળાં પીછાં, કોઈનાં કાળાં; તો કોઈનાં વળી લાલ-ગુલાબી.

'પ્રમુખ મહારાજની જે' ને ગરૂડરાજ પધાર્યા.

ફફડતી પાંખો થઈ. હાલતી ડોકો સ્થિર થઈ. કોઈ ચૂ કે ચાં. શી મોરની વ્યવસ્થા!

કામકાજ શરૂ થયું.

પૂંછડી પટપટાવી સુગરી ઉભી થઈને બોલી:

"ભાઈઓ ને બેનો,

મનુષ્યોને રહેવા ઘર છે, પશુઓ ગુફામાં રહે છે; એક આપણે જ ઘરબાર વિનાનાં? આપણાં છોકરાં ટાઢે મરે, આપણાં બચ્ચાં તડકે તપે, આપણે બધાં મે'એ મરીએ. આતે કાંઇ સહેવાય?"

ટેકો આપતી ચકલી બોલી, "કેવી સરસ દરખાસ્ત! માળા વિના કેમ ચાલે? કંઈક આસરો તો જોઈએ જ ને?"

ત્યાં તો ઘુર્ર્ર્ર્ કરતું ઘુવડ સામુ ઉઠયું.

ડોળા કાઢીને એ કહે, "માણસને પીંછાં નથી તે ઘર બાંધે, આપણે તો પીંછાં છે ને? દરખાસ્તનો હું વિરોધ કરૂં છું."

ત્યાં તો ચીબરી ચબચબી, "ઘુવડને મારો ટેકો છે. માણસો ક્યાં ઉડે છે? ઉડીએ તો ટાઢે ઉડે ને તડકોય ન લાગે. ને વરસાદ વળી શું કરતો'તો?"

મેનાથી ન રહેવાયું. ઠાવકાઈથી એ બોલી, "તમને તે કાંઇ વિચાર છે? જરા બચ્ચાંનો તો વિચાર કરો.

જન્મીને તરતજ કંઇ થોડાંક ઉડશે? પીછાં આવતાં તો વાર લાગશે ને?"

ડોક હલાવી મોરપોપટ કહે, "એમજ હોય ને? માળા તો બાંધવાજ જોઈએ ને?"

ગંભીર મોઢે ને ગંભીર વચને ગરૂડરાજ બોલ્યા,

"ખરેખર, સુગરીનું કહેવું યોગ્યજ છે. આપણે પણ માળા તો જોઇએજ. ઘરબાર વિના કેમ ચાલે? મેનાનો વિચાર સ્તુત્ય છે. દિલગીર છું કે ઘુવડ-ચીબરીની લઘુમતિ છે. વધુમતિએ દરખાસ્ત પસાર."

હોલું કહે, "દરખાસ્ત પસાર; પણ માળો બાંધતાં કોને આવડે છે?"

ઘુવડ કહે, "પૂછોને પેલી સુગરીને. મોટે ઉપાડે દરખાસ્ત લાવી છે તે!"

ચીબરી કહે, "હા, હા, એનેજ પૂછો. બહુ દોઢડાહી છે તે."

સુગરી કહે, "કોણ ના પાડે છે? આ રહી હું તૈયાર. મેં તો એવા ઘણાય માળા બાંધ્યા છે. એવા તો સુંદર, એવા તો સુંવાળા, એવા તો હુંફાળા....."

ત્યાં તો ઘુવડ ઘુરકયું.

"હવે બહુ થયું. શીખવવું હોય તો શીખવ. લાંબી પૈડ શું કરે છે?"

સુગરી કહે, "અલ્યા ઘુવડ, જરા મોં સંભાળીને બોલ. સાંભળ, માળો બાંધતાં શીખવું. અલ્યાં પંખીઓ, તમે પણ સાંભળજો. પહેલાં બે સળીઓ લેવી—આમ—પછી એક બીજી પર મૂકવી—આવી રીતે. ને પછી........"

કાગડો કહે, "આટલી તો મનેય ખબર છે."

જરા ચિડાઈને સુગરી બોલી, "પછી લાવવી થોડીક શેવાળ ને પાંદડાં, ને પછી........"

ત્યાં તો સભામાં કલબલ કલબલ, કીવી કીવી.

બધાં કહે, "એંહ, એમાં શું શીખવ્યું? આ તો જાણીએ જ છે ને? નહિ ભાળી'તી મોટી શીખવનારી!"

સુગરી કહે, "ચૂપ ચૂપ, જુઓ, ફરીવાર સાંભળી જાવ. પહેલાં બે લાકડી લેવી—આમ, એક બીજી ઉપર મૂકવી—આવી રીતે; પછી પાંદડાં ને શેવાળ લાવવી, ને પછી........"

ત્યાં તો વળી પાછું કલબલ કલબલ, કીવી કીવી.

"એ તો અમે જાણીએ છીએ. એ તો અમે જાણીએ છીએ."

સુગરી કહે, "બસ ત્યારે પડયું રહ્યું. મારે કયાં ગરજ છે? શીખવું હોય તો શીખો; નહિ તો પડયા રહો. હું તો મારે આ ચાલી."

સુગરી તો ગઈ. પક્ષી બધાં ભુર્‌ર્‌ર્‌. સભા વીખરાઈ ગઈ.

પોપટ કહે, "આ બધું પેલા ઘુવડે બગાડયું."

સુગરીનો માળો જોયો છે? માથેથી ય ઢાંકેલો! ન લાગે ટાઢ કે ન લાગે તડકો. પાણીનું તો એક ટીપું ય ન પડે! પણ પેલાં નાઠાં એમના માળાનું? એ તો અડધા ઢાંકયા ને અડધા ઉઘાડા!

સૌના માળો તપે; એક સુગરીનો માળો શીળો. સૌને માળે ટાઢ વાય; એક સુગરીને માળે ઉની હુંફ. સૌના માળા ભીનાભીના; એક સુગરીનો માળો કોરેકોરો.

ગિજુભાઈ



# સોનબાઇ અને રૂપબાઈ

એક હતો રાજા. એને એક કુંવરી. એનું નામ સોનબાઈ.

સોનબાઈ રૂપરૂપનો અવતાર. સોનબાઈ ગુણનો ભંડાર. સોનબાઈ બોલે ત્યારે જાણે ફૂલ ખરે, હસે ત્યારે મોતી વેરાય!

રાજારાણીને સોનબાઇ બહુ ગમે. શેઠશાહુકારને સોનબાઈ ઉપર ઝાઝાં હેત. બ્હેનપણીઓને એ જીવ જેવી વ્હાલી.

સોનબાઈ તો ખાય છે, પીએ છે, ને મઝા કરે છે.

એમ કરતાં રાણી મરી ગયાં. રાજા નવી રાણી પરણ્યા. નવી રાણીનું નામ રૂપબાઈ હતું. રૂપબાઈ રૂપાળી પણ રીસવાળી. એને બીજા કોઈનાં વખાણ ન ગમે!

રાજમહેલ પાસે બાગ હતો. બાગ વચ્ચે એક કૂવો હતો.

એક દિવસ ફરતાં ફરતાં રૂપબાઈ કૂવાકાંઠે આવી. અંદર ચોકખુંચણક પાણી હતું. રૂપ-બાઈએ પાણીમાં મોઢું જોયું.

એ કહે, "દુનિયામાં કોઈ મારા જેવું રૂપાળું નહિ હોય!"

પણ ત્યાં તો પાણી હાલ્યું ને એક માછલી ઉપર આવી. માછલી કહે,

"સોનલવરણી સોનબાઈ છે,
રૂપે રૂડી સોનબાઈ છે;
સોનબાઈબ્હેની સુંદર છે,
સોનબાઈની તોલે કોઈ ન આવે."

રૂપબાઈ કહે, "અરે! આ તો પેલી સોનડી-નાં વખાણ કરે છે! ઠીક છે, એનો ઘાટ ઘડવો પડશે."

રૂપબાઈ મહેલમાં આવી. ઘોડાની ઘોડારમાં એણે રૂસણાં લીધાં: ખાય નહિ ને પીએ નહિ. બોલે નહિ ને ચાલે નહિ. રાજા કહે, "રાણી,

રાણી, માગો એ આપું. બોલો શું જોઈએ છે?"

રૂપબાઈ કહે, "આ સોનબાઈ સાથે મારે નહિ પાલવે. કાં તો એ નહિ ને કાં તો હું નહિ."

રાજાને સોનબાઈ બહુ વ્હાલી હતી. વ્હાલી સોનબાઈને કાંઈ કાઢી મૂકાય? પેટની દીકરીને કાંઈ મારીય નંખાય?

પાસે દરિયાકાંઠો હતો. દેશદેશાવરનાં વહાણ આવતાં હતાં. રાજાએ એક વહાણ દીઠું. કોઇ રાજકુંવરનું વહાણ. રાજાએ તો પેલા રાજકુંવર સાથે સોનબાઈને પરણાવી.

બીજે દિવસે સોનબાઈને લઈ રાજકુંવરનું વહાણ ચાલ્યું ગયું.

રૂપબાઈને મન કે દેશાવરમાં રખડીરઝળીને સોનબાઈ મરી જશે.

એક વરસ વીતી ગયું. રૂપબાઈ કહે, "લાવને ફરીથી બાગમાં જાઉં ને પૂછું."

કૂવાકાંઠે આવી રૂપબાઈએ પૂછ્યું, "હવે મારા જેવું કોણ રૂપાળું છે?"

પાણી હાલ્યું, માછલી ઉપર આવી, ને ફરીથી બોલી,

"સોનલવરણી સોનબાઈ છે,
રૂપે રૂડી સોનબાઈ છે;
સોનબાઇબ્હેની સુંદર છે,
સોનબાઈની તોલે કોઈ ન આવે."

રૂપબાઈ કહે, "અરે! એ તો રખડીરઝળીને મરી ગઈ હશે. હવે સોનબાઈબ્હેની ક્યાંથી હોય?"

માછલી કહે, "ના રે ના. સોનબાઈ તો ઉગમણી ધરતીનાં રાણી બન્યાં છે. ખાય છે, પીએ છે, ને મઝા કરે છે."

રૂપબાઇ તો ચટચટ કરતાં મહેલમાં ગયાં. જઈ રાજાને કહે, "મારે તો ઉગમણી ધરતીમાં સોનબાઈને મળવા જવું છે. હવે મને એના વિના ગોઠતું નથી."

રાજાએ વહાણ તૈયાર કરાવ્યું. વહાણમાં બેસી રૂપબાઈ ચાલ્યાં ઉગમણી ધરતીમાં. સાત દિવસ ને સાત રાતો વહાણ ચાલ્યું; ત્યારે ઉગમણી ધરતી આવી. રૂપાળી ધરતી! કાંઠે વહાણ ઉભું રખાવી રૂપબાઇ નીચે ઉતર્યાં. રાજકુંવરનો મહેલ પાસેજ હતો.

સોનબાઈ ગોખમાં બેઠી'તી. રાજકુંવર શિકાર કરવા ગયો'તો. સોનબાઈએ બાપનું વહાણ ઓળખ્યું, રૂપબાઈને આવતી ઓળખી. બિચારી ગભરાઈ ગઈ. એણે બૂમ પાડી: "કોઈ બચાવો રે બચાવો."

પાસે એક દાસી હતી. એ કહે, "રાણીબા, શું છે?"

સોનબાઈએ બધી વાત કરી. દાસી કહે, "ડરશો ના, કરશો ના. તમે તમારે આ ઓરડામાં બેસો."

સોનબાઈને ઓરડામાં બેસાડી દાસીએ બારણું વાસ્યું ને તાળું દીધું. રૂપબાઈ તો વહેલી વહેલી આવી. આમ જુએ, તેમ જુએ; પણ ક્યાંય સોનબાઈ મળે નહિ, ગોખ પાસે જઈ ધીરે રહીને એ બોલી, "બેટા, સોનલ! હું તો તારી ખબર જોવા આવી છું. છે તો સુખી ને?"

સોનબાઈ ભોળી હતી. એ બોલી ઉઠી, "બા, બા, મારે તો અહિં મઝા છે. સાંઝે રાજકુંવર આવશે ને બારણું ઉઘાડશે. તમે સામા ઓરડામાં બેસો."

રૂપબાઈ મનમાં કહે, હં, સોનબાઈ છે તો અંદર.

રૂપબાઈ બોલી, "સાત સમુદ્રનાં વહાણ ચાલે છે. મારાથી રહેવાય એમ નથી. હું તો જાઉં છું. પણ બેટા, આ ગોખ-માંથી હાથ બહાર કાઢને. એક બચી તો લેતી જાઉં."



જ્યાં સોન-બાઈએ ગોખ-માંથી હાથ બહાર કાઢ્યો ત્યાં તો કપટી રૂપબાઈએ એમાં ઝેરી સોય ઘોચી દીધી. એવી ઝેરી કે જરાક અડતાં જીવ જાય!

સોનબાઈની રગેરગમાં ઝેર ચડી ગયું. ધબ દઈને

એ નીચે પડી! રૂપબાઇએ અવાજ સાંભળ્યો. એ કહે, "હં, ઠીક થયું."

રૂપબાઈ પાછી વળી.

બધાં જતાં રહ્યાં એટલે દાસીએ બારણું ઉઘાડયું. પણ આ શું? સોનબાઈ તો નીચે પડી છે. ન હાલે કે ચાલે. આંખેય બંધ છે ને શ્વાસેય બંધ છે. અરે રામ!

સાંઝ પડી ને રાજકુંવર મહેલમાં આવ્યો. એને બધી ખબર પડી. સોનબાઈની કોટે વળગી એ ખૂબ રડયો. પણ હવે શું થાય?

રાજકુંવર તો ખાય નહિ ને પીએ નહિ: સોનબાઈને સંભારે ને દુઃખી થાય.

કુંવરની એક બ્હેન હતી. એણે બધી વાત જાણી. પેલો ઓરડો ઉઘાડી એણે સોનબાઈને જોઇ. ઝેરી સોય ઝટ ઓળખી કાઢી. એણે સોય કાઢી લીધી ને બાગમાંથી વનસ્પતિનાં પાન લાવી એનો રસ સોનબાઇના હાથ ઉપર છાંટયો. બીજી વાર રસ છાંટયો ત્યાં તો આળસ મરડી સોનબાઈ ઉભી થઈ!

રાજકુંવરને જાણ થઇ, બધાંય ને જાણ થઈ; સૌ ખુશી થયાં. કુંવરની ચિંતા ટળી ગઇ. સૌ આનંદ-કલ્લોલ કરવા લાગ્યાં.

વળી એક વરસ વીતી ગયું. કૂવાકાંઠે જઈને રૂપબાઈએ પૂછ્યું, "હવે કોણ રૂપાળું છે?"

પાણી હાલ્યું ને માછલી ઉપર આવી. ઉંચું મોં કરી માછલી બોલી:

"સોનલવરણી સોનબાઇ છે,
રૂપે રૂડી સોનબાઈ છે;
સોનબાઇબ્હેની સુંદર છે,
સોનબાઇની તોલે કોઈ ન આવે."

રૂપબાઇ કહે, "અરે, એ તો મરી ગઈ!"

માછલી કહે, "ના રે ના. સોનબાઈબ્હેની તો પાછાં સજીવન થયાં છે. રાજકુંવર સાથે રમે છે, જમે છે, ને મઝા કરે છે."

રૂપબાઇથી આ શે ખમાય? એણે રાજા પાસે જઇ કહ્યું, "મારે ફરીથી સોનબાઈને મળવા જવું છે."

રાજાએ વહાણ તૈયાર કરાવ્યું. સાત દિવસ ને સાત રાતે વહાણ પેલા મહેલ પાસે આવ્યું. સોનબાઈએ વહાણ ઓળખ્યું. બિચારી ગભરાઈ ગઈ: "કોઈ બચાવો રે બચાવો."

રાજકુંવરની બ્હેન પાસે હતી. એ કહે, "ભાભી, શીદને ગભરાવ છો? ચાલો મારી સાથે."

બેય જણ ઝટપટ દરિયાકાંઠે આવ્યાં ને રૂપબાઈને મળ્યાં. હળીમળીને સૌ ઘડીક દરિયાકાંઠે બેઠાં. રૂપબાઈ જાણે કે આ બન્નેનું મોત આવે એવું કરૂં. એણે દાસીને કહ્યું, "જા, પેલું શરબત લઈ આવ."

દાસીએ શરબત આણી આપ્યું. રૂપબાઈએ રૂપાળો પ્યાલો ભરી સોનબાઈને આપ્યો ને કહ્યું, "બેટા. લે, તારે માટે આ શરબત લાવી છું."

સોનબાઈ જ્યાં પ્યાલો લેવા જાય ત્યાં પેલી કુંવરી બોલી ઉઠી: "ઉભાં રહો. એમ ન થાય. અમારા દેશમાં મ્હેમાન પહેલું પીએ: આમ ન થાય!"

રૂપબાઈએ ઘણીય ના કહી; પણ કુંવરી માને ત્યારે ને?

હવે? રૂપબાઈએ પ્યાલો મોં આગળ લાવી પીવાનો ઢોંગ કર્યો. ને જરા વાંકો રાખી બધુંય શરબત નીચે ઢોળી દીધું; પણ એક છાંટો એના હોઠ ઉપર પડયો. શરબત હતું બહુ ઝેરી. ઘડીકમાં તો પેલા છાંટાનું ઝેર રૂપબાઈના શરીરમાં ચડી ગયું. એ ધબ દઈને નીચે પડી.

બધાંય ગભરાઈ ગયાં. કુંવરી બધું જાણતી હતી. એણે સૌને બધી વાત કરી.

સોનબાઈના બાપને ખબર પડી. એક વહાણ લઈને એ આવી પહોંચ્યો. પેલો રાજકુંવર પણ આવી પહોંચ્યો.

બધાંએ પેલી કુંવરીને કહ્યું, "હશે, એનું પાપ એ જાણે. તમે એને જીવતી કરો."

કુંવરીએ બાગમાંથી બીજી વનસ્પતિ મંગાવી. વાટીઘુંટીને એણે રૂપબાઈને ડીલે રસ ચોપડયો. ઘડીકમાં તો રૂપબાઈએ આંખ ઉઘાડી!

રૂપબાઈને બધી વાતની ખબર પડી. હવે એનેય પસ્તાવો થવા લાગ્યો.

રૂપબાઈએ બધાંયની માફી માગી. સૌએ એને માફી આપી.

બધાં સાત દિવસ સુધી ભેગાં રહ્યાં. પછી સોનબાઈની રજા લઈ રાજા ને રૂપબાઇ પોતાને દેશ પાછાં ગયાં.

સોનબાઈએ ખાધું, પીધું, ને રાજ કર્યું.

ચન્દ્રશંકર



## ડુક્કરનાં ત્રણ બચ્ચાં

વનવગડામાં નાની સરખી બખોલ હતી. એમાં ડુક્કર ને એનાં ત્રણ બચ્ચાં રહે. રૂપાળાં ફળ ખાય ને મઝા કરે.

ડુક્કર મરી ગયું. બચ્ચાં મોટાં થયાં. નાની સરખી બખોલ હવે તો સાંકડી જ પડે ને? બચ્ચાં કહે, "હવે તો નવું ઘર બાંધીએ."

મોટું બચ્ચું કહે, "આજ મારો વારો."

ને એ ઉપડયું.

રસ્તે ચાલતાં એને ઘાસના ગાડાવાળો મળ્યો. બચ્ચું કહે, "બાપુ, થોડું ઘાસ આપીશ? મારે ઘર બાંધવું છે."

ગાડાવાળાએ ઘાસ આપ્યું.

ડુક્કરભાઈએ થોડું ઘાસ આમ મૂક્યું, થોડું તેમ મૂક્યું, ને નાનું એવું ઘર બાંધ્યું. નાનું સરખું બારણુંય બનાવ્યું! પછી ભાઈ અંદર રોફથી બેઠા.

રાત પડી એટલે ડુક્કરભાઈ બારણું અડકાવીને સૂઈ ગયા. થોડીવાર થઈ ત્યાં એક વરુ આવ્યું. વરુને થયું, આમાં ડુક્કર લાગે છે!

બારણું ખખડાવી વરુ કહે, "ડુક્કર, ડુક્કર, બારણું ખોલ."

ડુક્કર વરુનો સાદ પારખી ગયું. એ તો ગભરાયું ને ગુપચુપ સૂઈ રહ્યું.

વરુ ફરીથી બોલ્યું, "ડુક્કર, ડુક્કર, બારણું ખોલ."

ડુક્કર ધીરે રહીને બોલ્યું,

"નહિ ઉઘાડું, નહિ ઉઘાડું."

વરુને ખૂબ રીસ ચડી. એણે તો ઘાસની ભીંતો તોડી નાખી, બારણું પાડી નાખ્યું, ને અંદર જઈ એ બચ્ચાને ખાઈ ગયું.

બીજે દિવસે બીજું બચ્ચું ઉપડયું. રસ્તે એને લાકડાંના ગાડાવાળો મળ્યો.

બચ્ચું કહે, "બાપુ, થોડાં લાકડાં આપીશ? નવું ઘર બાંધવું છે."

ગાડાવાળાએ લાકડાં આપ્યાં. ડુકકરે તો લાકડાં ગોઠવીને મઝાનું ઘર બાંધ્યું.

રાત પડી એટલે વરુ આવ્યું ને રોફથી બોલ્યું: "બચ્ચા, બચ્ચા, બારણું ખોલ."

બચ્ચું કહે, "નહિ ખોલું, નહિ ખોલું."

વરુભાઈ તો જે ખીજાયા તે એકદમ ભીંતો તોડવા મંડયા. એક લાકડું કાઢયું, બીજાં કાઢયું; એમ કરતાં આખી ભીંત તોડી નાખી. બિચારૂં બચ્ચું શું કરે? વરુ એને ય ખાઇ ગયું!

હવે ત્રીજા બચ્ચાનો વારો આવ્યો. એ કહે, "હું તો એવું ઘર બાંધું કે એમાં વરુથી પેસાય જ નહિ."

બચ્ચું ઉપડયું. ઇંટાનો ગાડાવાળો જતો હતો. બચ્ચું કહે, "બાપુ, થોડી ઇંટો આપીશ? મારે નવું ઘર બાંધવું છે."

ગાડાવાળાએ ઈંટો આપી. બચ્ચાએ ખૂબ મહેનત કરી નાનું એવું ઘર બાંધ્યું. રૂપાળું ને મજબુત. નાનું સરખું બારણું ને નાનું એવું ધુમાડીઉં.

રાત પડી એટલે બચ્ચું તો અંદર બેઠું.

ધફ ધફ કરતું વરુ આવ્યું. જાણે કે હમણાં ભીંત તોડી નાખીશ, બારણું પાડી નાખીશ, ને બચ્ચું ખાઈ જઈશ.

બારણા પાસે જઈ વરુ તો રોફથી બોલ્યું,

"ડુકકર, ડુકકર, બારણું ખોલ."

મહીંથી બચ્ચું કહે, "નહિ ખોલું, નહિ ખોલું."

વરુભાઈ તો ગુસ્સે થઈ ગયા ને મંડયા ઇંટો ખેંચવા. આમથી ખેંચી જોયું, તેમથી ખેંચી જોયું; પણ એમ કાંઇ ઈંટ ખેંચાય? ઘણુંય બળ કરે, ઘણુંય બળ કરે; પણ ઈંટ હાલે તો ને?

એમ કરતાં વરુભાઈના તો દાંત તૂટી ગયા ને મહીંથી લોહી નીકળ્યું!

વરુ મનમાં કહે, અરે રામ! આ તો લાગ ન ફાવ્યો. લાવ બીજી યુક્તિ કરૂં.

ધીરે રહીને વરુ કહે, "કુકકરભાઈ, આમ મશ્કરી શું કરો છો? મારે તો તમારી ભાઈબંધી કરવી છે. લ્યો, કાલે પેલા ઉગમણા ખેતરમાં આવજો. રૂપાળાં દાડમ થયાં છે."

બચ્ચું કહે, "સારૂ."

વરુ કહે, "દિવસ ઉગ્યે હું આવીશ, હોં."

બચ્ચું કાંઈ કાચું નહોતું. સવારમાં વહેલું ઉઠી એ તો પહોંચ્યું દાડમવાળા ખેતરમાં. એ....ઈ રૂપાળાં દાડમ: મીઠાં મધ જેવાં! બચ્ચાએ તો પેટ ભરીને દાડમ ખાધાં, ને પાછું ઘરમાં ભરાઈ ગયું.

સવાર પડી એટલે વરુ આવ્યું. "કુકકરભાઈ, ચાલો, ચાલો."

બચ્ચું કહે, "હું તો દાડમ ખાઈ આવ્યું. બહુ સરસ હતાં! હવે તો જરાય ભૂખ નથી. તમે જઈ આવો."

વરુ મનમાં કહે, અરે! આમાંય ન ફાવ્યા. ઠીક છે.

વરુ કહે, "કુકકર, કાલ તો પેલી જમરૂખની

વાડીએ જઈશું. તડકો ચડયે હું આવીશ. મારી વાટ જોજે."

"વારૂં."

બીજે દિવસેય બચ્ચું વહેલું ઉપડયું ને પેટ ભરીને જમરૂખ ખાઈ આવ્યું. પછી બારણાં અડકાવી એ તો વરુની વાટ જોતું બેઠું.

વરુ આવ્યું ને બોલ્યું, "ચાલો, ચાલો, પછી મોડું થઈ જશે."

બચ્ચાએ બધી વાત કહી.

વરુ મનમાં કહે, ઠીક છે, કાલે વાત.

જતાં જતાં વરુ બોલ્યું, "ડુક્કરભાઈ, કાલ મેળામાં આવશોને? બપોરે પેલા ટેકરા ઉપર મોટો મેળો ભરાય છે. ખૂબ મઝા પડશે."

વરુ તો ગયું.

બીજે દિવસે ડુક્કર ઉપડયું મેળામાં. એણે તો મેળામાંથી રમકડાં લીધાં: એક વાજું લીધું ને એક દડો લીધો. બધું લઈને એ નીચે ઉતરતુ'તું.

ત્યાં આઘેથી વરૂ દેખાયું.

ડુક્કર કહે, "માર્યા આ તો! હવે કાંઈ યુક્તિ કરવી પડશે."

પછી ડુક્કરભાઈએ એક પીપ ખરીધું. બધાં રમકડાં પીપમાં મૂકયાં ને પોતે અંદર બેઠા. વેપારીએ પીપ ગબડાવ્યું નીચે.



જ્યાં વરૂ ઝટપટ કરતું ઉપર ચડવા જાય ત્યાં તો ગડગડ કરતું પીપ આવ્યું. વરૂ ગભરાયું. એ કહે, "આ તે શું હશે?" એ તો ત્યાંથી ઉભી પૂંછડીએ નાઠું.

પીપ નીચે આવ્યું એટલે બચ્ચું બહાર નીકળ્યું ને બધાંય રમકડાં લઈ ઘરમાં પેસી ગયું.

વરુભાઇ બી'તા બી'તા ટેકરા ઉપર ફરી આવ્યા, પણ ક્યાંય બચ્ચું મળ્યું નહિ. એ જાણે કે હજી બચ્ચું આવ્યું જ નહિ હોય. એ તો ગયા બચ્ચાને બોલાવવા.

"ડુક્કરભાઈ, ડુક્કરભાઈ, ચાલોને મેળામાં."

"આ હમણાં જ ચાલ્યું આવું છું ને! તમારી બહુ વાટ જોઈ'તી. આજે કેમ મોડું થયું?"

વરુ કહે, "અરે, હું તો વહેલું આવતું'તું; પણ ટેકરા ઉપરથી કંઈક પડતું'તું! હું તો નાઠું ન હોત તો મરી જ જાત!"

ડુક્કર કહે, "અરે રામ! તમે તો અમસ્તા ગભરાયા! પીપમાં તો હું હતું. જરાક તો જોવું'તું!"

વરુભાઇ તો હવે ખૂબ ખીજાયા. એ કહે, "આ ડુક્કરડું મને છેતરે છે!"

એક છલંગે વરુ છાપરા ઉપર ચઢ્યું. એ જાણે કે ધુમાડિયા વાટે અંદર જાઉં ને બચ્ચાને ખાઉં. વરુ ઉતર્યું ધુમાડિયામાં!

પણ ધુમાડિયું સાંકડું હતું. નીચે ઉતરાય શી રીતે? નીચે દેવતા સળગતો હતો. ધુમાડાનોય પાર નહોતો. હવે? પાછુંય શી રીતે નીકળાય? જેમ-તેમ કરીને વરુ નીચે પહોંચ્યું ત્યાં તો ધગધગતો દેવતા બળતો'તો!

વરુભાઈ તો અંદર ને અંદર જ બળી ગયા.

પછી બચ્ચાએ ખાધું, પીધું ને મઝા કરી.

ચન્દ્રશંકર





# અધુરીઆભાઇ

એક હતી કુકડી. એક વાર એણે ચાર ઇંડાં મૂકયાં.

એક દિવસ ઇંડાં ફૂટવા લાગ્યાં. એક, બે, ત્રણ. એમ ત્રણ બચ્ચાં તો રૂપાળાં સાજાંતાજાં નીકળ્યાં; પણ જ્યાં ચોથું ઇંડું ફૂડયું ત્યાં તો એમાંથી અધુરીઆભાઇ નીકળ્યા!

અધુરીઆભાઈને એક પગ, એક આંખ ને એક પાંખ! બરાબર અધુરીઆ તે અધુરીઆ જ!

મા કહે, "આ અધુરીઆનું શું કરવું? કયાંક જશે તો કચરાઇ મરશે?"

કુકડી તો એને ખૂબ સાચવીને રાખવા મંડી.

એમ કરતાં અધુરીઆભાઈ ચાલવા લાગ્યા. એ તો એક પગે જાય દોડયા. એના ત્રણે ભાઈને કયાંય વટી જાય! ભાઇ ચાલે ત્યારે કેડ ત્રણ ઠેકાણેથી મરડાય!

એક દિવસ અધુરીઆભાઈ કહે, "બા, બા, હું તો દિલ્હીના બાદશાહને મળવા જઉં છું."

મા કહે, "બેટા, આ તારા પગ જો, આ તારી આંખ જો, તારી કેડ સામું તો જો!"

અધુરીઆભાઈ કહે, "અંહ, આમ પડયા રહેવું કોને ગમે? કંઈક સાહસ તો કરવું જોઈએ ને? હું તો આ ચાલ્યો દિલ્હી. રામ રામ!"

ભાઈ તો ઠબાક ઠબાક કરતા ઉપડયા.

વાટે જતાં એક નાનું એવું ઝરણું આવ્યું. ઝરણામાં જાળાં ને ઝાંખરાં પડયાં'તાં. બિચારૂં પાણી બહુ મુંઝાતું'તું.

પાણી કહે, "ભાઈ અધુરીઆ, બાપુ, આ



બાળાને કાઢ ને. મારાથી તો શ્વાસેય નથી લેવાતો. જો ને ભાઈ, આટલું કર ને."

અધુરીઆભાઈ કહે, "જાણતું નથી, દિલ્હીના બાદશાહને મળવા જાઉં છું તે? હું કાંઇ નવરો નથી. તારૂં તું સંભાળ. હું તો મારે આ ચાલ્યો."

એમ કહીને અધુરીઆભાઈ તો ઠબાક ઠબાક કરતા આગળ ચાલ્યા.

થોડેક ગયા ત્યાં તો એક તાપણું બળતું'તું. લીલાં લાકડાં હતાં એટલે ધુમાતું'તું.

તાપણું કહે, "અરે ભાઈ, ઠીક આવ્યો. તારી પાંખથી જરા વા નાખ ને. અહીં જરા તાપ થાય."

અધુરીઉં કહે, "છટ્, મારે તારી શી પડી છે? હું તો દિલ્હીના બાદશાહને મળવા જઉં છું.

તું તારૂં સંભાળ."

આમ કહેતાકને ઠબાક ઠબાક કરતા અધુરીઆ-ભાઈ ઉપડયા.

ચાલતાં ચાલતાં દિલ્હી શહેર પાસે આવ્યા. ત્યાં એક જાળામાં વા મુંઝાયો હતો. વા કહે, "ભાઈ, જરા આ જાળામાંથી કાઢ ને, હું તો શ્વાસેય નથી લઈ શકતો! જરા, મહેરબાની કર ને."

અધુરીઓ કહે, "હં, વાહ! તારે માટે કોણ નવરો છે? જાણતો નથી, હું દિલ્હીના બાદશાહને મળવા જાઉં છું તે? તું તારૂં સંભાળ. મારે તારી શી પડી છે?"

આમ કહેતાકને અધુરીઆભાઈ ઠબાક ઠબાક કરતા ઉપડયા. છેવટે ભાઈસાહેબ દિલ્હી પહોંચ્યા. ઠબાક કરતા પોલીસચોકી વટાવી ગયા, ઠબાક કરતાકને ફળીઉં વટાવ્યું; પણ જ્યાં ભાઈ રસોડાની બારી પાસેથી નીકળ્યા ત્યાં રસોઈઆએ દીઠા.

રસોઈઓ કહે, "ઠીક થયું. બાદશાહનું ખાણું સુંદર થશે."

રસોઇઆએ તો અધુરીઆભાઇને પકડ્યા ને ઉકળતા પાણીની તપેલીમાં નાખ્યા.

ભાઇનાં પીંછાંમાં, નાકમાં, ને આંખમાં પાણી પેસી ગયું.

અધુરીઆભાઈ તો ગભરાઈ ગયા. એ કહે, "અરે ભાઈ, પાણી! મને ઉગાર. જરા હેઠું બેસ."

પાણી કહે, "બાપુ, તે દિવસ સંભાર. મેં તને ઘણું કરગરીને કહ્યું'તું કે 'આ જાળાને કાઢ.'"

આમ કહીને પાણી તો ગરમ થવા મંડ્યું. એવું ગરમ કે અધુરીઆભાઈ બળુંબળું થઈ રહ્યા.

અધુરીઆભાઈ કહે, "અરે આગબાઇ, મને બાળમા રે બાળમા. બળી ગયો રે બળી ગયો."

આગે કહ્યું, "બાપુ, તે દિવસ સંભાર. મેં તો ઘણુંય કહ્યું'તું કે 'મને જરા વા નાખ.'"

આમ કહીને આગ તપી.

પછી તો અધુરીઆભાઈ ઉના પાણીમાં ઉકળવા લાગ્યા. એટલામાં રસોઇઓ આવ્યો ને જોયું તો અધુરીઆભાઈ ખૂબ રંધાઈ ગએલા.

રસોઈઓ કહે, "આ તો કામ નહિ આવે, ચાલો ફેંકી દઈએ."

આમ કહીને એણે અધુરીઆભાઈને બારીએથી ફેંક્યા બહાર.

વાએ આવીને ઉડાડયા તે ક્યાંના ક્યાંય.

અધુરીઆભાઈ તો ઉંધે માથે હવામાં આમ જાય ને તેમ જાય. વાને કહેતા જાય, "એ ભાઈ વા, હવે તો હેઠો ઉતાર."

વા કહે, "બાપુ, તે દિવસ તો આંખો ચઢી ગઈ'તી!"

ખીજાઇને વાએ અધુરીઆભાઈને એવા તો ફેંક્યા કે જઈને એક મીલના ભૂંગળા સાથે ભટકાયા ને ત્યાં ચોંટી ગયા.

મીલના ભૂંગળા ઉપર એક પાંખાળો ને એક પગવાળો કુકડો જણાય છે તે આ અધુરીઆભાઈ!

ગિજુભાઈ

—o—

# સફેદ સસલું

ગામ હતું. પરવાડે એક ઘર હતું. એમાં ચંપા ને એની માશી રહે.

ચંપા આનંદી ને હેતાળ હતી. બધાંય સાથે એને ભાઇબંધી હતી.

ચંપા નાનાં છોકરાં સાથે રમે, હરણસસલાં સાથે ઠેકે, કોયલ સાથે કૂજે, ને બૂલબૂલ સાથે મીઠાં ગીત ગાય.

જમીપરવારી માશી ખેતરમાં જાય. કહેતી જાય, "જો જે બેટા, આ બાગની બહાર ના જતી. વખતે પેલી બુઢ્ઢી આવી ચડશે. અહીં આંગણામાં જ રમજે."

ચંપા ઘરમાં ને આંગણામાં રમે. છોકરાં આવે તો એમની સાથે રમે. કોઇ ન હોય ત્યારે હીંચકે બેસી ગીત ગાય ને ફૂલ ગૂંથે.

સાંજે માશી ઘેર આવે. માશીભાણેજ ભેળાં જમે ને મીઠી વાતો કરે.

એક દિવસ માશી ખેતરમાં ગઈ'તી. હીંચકે બેસી ચંપા ગીત ગાતી હતી; ત્યાં કોઈએ બારણું



ખખડાવ્યું. ટ પ ટ પ ટ કો રા માર્યા.

ચંપા કહે, "કોણ હશે એ?"

એણે તો દોડીને બા ર ણું ઉ ઘા ડ્યું. જોયું ત્યાં તો સફેદ સ સ લું ! સસલું ચં-પાનું ભાઈ-બંધ હતું.

બેય જણ રાજી રાજી થઈ ગયાં.

ચંપા કહે, "ચાલ, હીંચકે બેસીએ."

ઉમરો ઓળંગી સસલું ઘરમાં આવ્યું. બાપડું એક પગે ખોડાંગતું'તું.

ચંપા કહે, "કાં સસાભાઈ, લંગડાવ છો કેમ?"

સસલું કહે, "આ પગે જરાક વાગ્યું છે. જરીક લોહી નીકળ્યું છે."

ચંપાએ સસલાનો પગ જોયો. એ કહે, "લાવ વા કરું."

ચંપાએ પાટો ફાડી આણ્યો, તેલ મૂક્યું, ને સક્કસ પાટો બાંધ્યો.

પછી બેય જણ હીંચકે બેઠાં. ચંપાએ ગીત ગાયાં ને સસલાએ તાલ પૂર્યા.

સાંઝ પડી એટલે સસલું કહે, "ચંપા, હું જાઉં છું. મારી બા વાટ જોતી હશે."

સસલું ગયું.

સાંઝે ચંપાએ માશીને બધી વાત કરી. માશી બહુ રાજી થયાં.

બીજે દિવસે ચંપા હીંચકે હીંચકતી'તી, બોરસલીની માળા ગુંથતી'તી; ત્યાં કોઈએ બારણું

ખખડાવ્યું. ટપ ટપ ટકોરા માર્યા.

ચંપા કંઈ રાજી થઈ! એ કહે, "વાહ રે સસાભાઈ! આજેય આવ્યા ને? ઠીક થયું. બહુ મઝા પડશે!"

પણ બારણું ઉઘાડી બહાર જુએ તો સફેદ સસલું ન મળે! એક ઘરડી ડોશી ઉભી રહેલી.

ચંપા કહે, "આવો બા, શું કામ પડયું છે?"

ધીરે રહીને ડોશી બોલી, "બેટા, આ પગે જરાક વાગ્યું છે. દવા કરીશ?"

ચંપા કહે, "હા માડી, હીંચકે બેસો."

ચંપા પાટો લાવી. તેલમાં બોળી એણે પાટો બાંધવા માંડયો; પણ ત્યાં તો ડોશીએ એને પકડી લીધી ને કહ્યું, "આજ ઠીક લાગમાં આવી છે. હવે નહિ જવા દઉં."

ચંપાને હવે ખબર પડી. અરે! આ તો પેલી બુઢ્ઢી! હાય હાય, હવે શું થશે?

બુઢ્ઢી તો ચંપાને ઉંચકી ગઈ. બિચારી ઘણુંય

કરગરી; પણ બુઢ્ઢીને શે દયા આવે?

સાંઝ પડી. ઉનો ઉનો પોંક ને ચણીબોર લઈ માશી ઘેર આવી.

ઘરમાં આવી માશીએ ચંપાને બોલાવી: "બેટા ચંપા, લે આ પોંક."

પણ ચંપા હોય તો ને? માશીએ તો બે ચાર બૂમો પાડી જોઈ; પણ ચંપા ન બોલી. આખું ઘર ખોળ્યું તોય ચંપા ન મળી.

માશીને ઉચાટ થવા લાગ્યા. એણે આડોશીપાડોશીને પૂછી જોયું; પણ ક્યાંય ચંપાની ભાળ ન મળી.

માશી રડવા મંડી, "અરેરે! ચંપા ક્યાં ગઈ હશે? ક્યાંક રમતી હશે? ક્યાંક ભૂલી પડી હશે? કોઈ લઈ ગયું હશે?"

માશીએ તો ખાધુંય નહિ ને પીધુંય નહિ. એ તો રડે ને ચંપાને બોલાવે.

અડધી રાત થઈ એટલે બારણું ખખડયું. ટપ ટપ ટકોરા થયા.

માશી કહે, "હાશ, ચંપા આવી ખરી."

માશીએ ઝટ ઝટ બારણું ઉઘાડયું; પણ ચંપા નહોતી. જુએ ત્યાં તો સફેદ સસલું.

એક પગ ઉંચકી સસલાએ જે જે કર્યાં ને પૂછ્યું, "શીદ રડો છો માશીબા? ચંપા ક્યાં ગઇ છે?"

માશીએ માંડીને બધી વાત કરી. સસલાને ય રોવું આવ્યું. પણ સસલું બહાદૂર હતું. એણે આંસુ લુંછી નાખ્યાં ને કહ્યું, "માશીબા, રડશો ના. કાલ બપોર સુધીમાં ચંપાબેનને ખોળી કાઢીશ. હિમ્મત રાખજો."

આમ કહેતેકને સસલું ઉપડયું. ઠેકતું ઠેકતું એક ઘડીમાં એ જંગલમાં પહોંચી ગયું. સસલું જાણે ચંપા ભૂલી પડી હશે. એણે તો જંગલ આખું ખોળી નાખ્યું; પણ ક્યાંય ચંપા ન મળી.

આસોપાલવનું ઝાડ હતું, ઉપર બૂલબૂલ ગીત ગાતું હતું. સસલું કહે, "બૂલબૂલભાઇ, ક્યાંય ચંપા ભાળી?"

બૂલબૂલ કહે, "ભાઈ, મને ખબર નથી."

એક હરણ ઠેકતું'તું. સસલાએ એને પૂછ્યું. એણે ય ના કહી.

સસલું કહે, "હવે એને ખોળવી ક્યાં?"

પાસે જ એક ઝાડ ઉપર ઘુવડ ઘુઘુ કરતું'તું. સસલું કહે, "આ ઘુવડને પૂછી જોઉં; એને ખબર હોય તો."

સસલાએ ઘુવડને પૂછ્યું.

ઘુવડ કહે, "હા, હા, ચંપાબેન ક્યાં છે એ હું જાણું છું."

સસલું કહે, "કહે ને ભાઈ."

"પેલી બુઢ્ઢી એને ઉંચકી જતી'તી!"

સસલું બુઢ્ઢીને ઓળખતું'તું. બુઢ્ઢી છોકરાંને ઉપાડી જતી ને એમની પાસે ઘરનાં કામ કરાવતી. સસલાને તો ખૂબ રીસ ચડી.

વનવગડામાં ઝાડના ઝુંડમાં બુઢ્ઢી રહેતી'તી. કોઈને એના ઘરની ખબર નહોતી.

સસલું તો દોડતું દોડતું આખો વગડો ફરી આવ્યું; પણ ક્યાંય બુઢ્ઢીનું ઘર ન મળ્યું. હવે શું કરવું?

એટલામાં એણે પેલું ઝાડનું ઝુંડ જોયું. એને થયું, "લાવને ત્યાં જોઉં; વખતે બુઢ્ઢી ત્યાં રહેતી હોય."

આઘેથી સસલાએ ડોશીનું ઘર જોયું. હં, ત્યાં બુઢ્ઢી રહેતી લાગે છે.



બુઢ્ઢી બારણા આગળ ઉભી હતી. એણે સસલાને દેખ્યું. બુઢ્ઢી કહે, "અહીં કેમ આવ્યું છે?"

સસલું કહે, "મારી ચંપા બતાવ નહિ તો રાજાજીને તારું ઘર બતાવી દઈશ."

રાજાજીનું નામ સાંભળી બુઢ્ઢી તો થરથર ધ્રૂજવા લાગી. એને થયું, આ રાજાને કહી દેશે તો ભોગ મળશે.

બુઢ્ઢી કહે, "સસા, રાજાજીને ના કહીશ. તું તારે ચંપાને લઇ જજે."

સસલું કહે, "પણ એમ નહિ. તમારી ગાડી ને તમારું કાળું સસલું તૈયાર કરજો ને કાલે ચંપાબેનને મૂકવા મોકલજો."

બુઢ્ઢીએ હા કહી.

સફેદ સસલું ઘેર આવ્યું. એ કહે, "લાવને માશીને ખબર તો આપું. બિચારીને નિરાંત વળે."

સસાભાઈએ તો એક કાગળ લખ્યો:

**ચંપાનાં માશીબા,**

ચંપાબેન જડયાં છે. કાલ બપોરે ઘેર આવશે. તમે જરાય ફિકર કરશો નહિ. એજ.

લિ.

**સફેદ સસલું**

એક ભૂરીઆ સસલા સાથે એણે કાગળ મોકલ્યો.

માશીએ તો ખાધું ય નહોતું ને પીધું ય નહોતું. એ તો રડતી જાય ને ચંપાને બોલાવતી જાય: "બેટા ચંપા, દીકરી ચંપા."

ત્યાં તો બારણું ખખડયું. ટપ ટપ ટકોરા થયા.

બારણું ઉઘાડયું એટલે ભૂરીઆ સસલાએ પેલો કાગળ આપ્યો. માશીને હવે જરા નિરાંત થઈ.

ભૂરીઉં સસલું ચાલ્યું ગયું.

બીજે દિવસે બુઢ્ઢીએ ગાડી તૈયાર કરી, સસલું જોતર્યું, ને ઘરમાંથી ચંપાને તેડી આણી.

સફેદ સસલું આવીને બહાર ઉભું'તું. એને જોઈ ચંપા રાજી રાજી થઈ ગઈ. સસલાને ખોળામાં લઈ ચંપા ગાડીમાં બેઠી.

ગાડી ઉપડી.

માશીનું ઘર દેખાયું એટલે સસલું કહે, "આગળ જઈને માશીને ખબર કહું."

સસલું ઉપડયું. "માશીબા, માશીબા, ચંપાબેન આવે છે."

માશી તો વહેલી વહેલી બહાર આવી. ખરખર કરતી ગાડી આવતી'તી, અંદર ચંપા હસતી'તી.



ગાડી આંગણા-માં આ-વી. સ-ફેદ સસ-લું દોડી-ને સામું ગયું.

ચંપા ધીરે રહી-ને નીચે ઉતરી. મા શી-ભાણે જ મ જ્યાં ને ખૂબ રાજી થયાં.

ગાડી વિદાય કરીને ત્રણે જણ ઘરમાં આવ્યાં.

ખાધું, પીધું, ને ખૂબ વાતો કરી.

પછી તો રોજ માશી ખેતરે જાય ત્યારે સફેદ સસલું આવે. બેય જણાં હસે, રમે, ને રાજી થાય.

એક દિવસ માશીભાણેજ બેઠાં છે, પાસે સફેદ સસલું રમે છે; ત્યાં કોઈએ બારણું ખખડાવ્યું. ટપ ટપ ટકોરા માર્યા.

ચંપાએ બહાર આવીને જોયું તો ગાડી લઈને કાળું સસલું આવ્યું હતું. ચંપાએ પૂછ્યું, "કેમ ભાઈ?"

સસલું કહે, "બેન, બુઢ્ઢી બહુ માંદી છે. કોઈ ચાકરી કરનાર નથી. તમે એની ચાકરી કરવા ન આવો!"

ચંપા કહે, "હા, હા, જરૂર આવીશ."

માશી તો કહે, "બુઢ્ઢી તો એજ લાગની છે. ભલેને મરી જાય."

પણ ચંપા કહે, "ના માશીબા, હું જઈ આવું."

ચંપા ગાડીમાં બેઠી. સફેદ સસલું ખોળામાં બેઠું. ખરખર કરતી ગાડી ચાલી.

દસ દિવસ ચંપાએ ડોશીની ચાકરી કરી: રોજ દવા પાય ને ખાવાનું આપે, શેક કરે ને માથું દબાવે.

દસમે દિવસે બુઢ્ઢીને સારું થઈ ગયું. એણે ચંપાને આશિષ આપી: "બેટા, સો વરસની થજે.

બુઢ્ઢીએ ચંપાને ઘેર જવાની રજા આપી.

ચંપા કહે, "માજી, તમે અમારે ઘેર આવશો? હું તમારી ચાકરી કરીશ ને તમે મને વાર્તા કહેજો."

બુઢ્ઢીનેય હવે એકલાં ગમતું નહોતું. એ ચંપા હારે જવા તૈયાર થઈ.

ગાડી તૈયાર થઈ એટલે ચંપા ને બુઢ્ઢી મહીં બેઠાં, સફેદ સસલું સાથે બેઠું.

ખરખર કરતી ગાડી માશીને ઘેર આવી પહોંચી.

ચંપાએ માશીને બધી વાત કરી. બુઢ્ઢીએ માશીની માફી માગી.

પછી તો બધાંય સાથે રહેવા લાગ્યાં: માશી ખેતરમાં જાય એટલે બુઢ્ઢી રેંટિયો કાંતે, સસલાં સાથે ચંપા આખો દિવસ રમે, કોક વાર ગાડી જોડીને જંગલમાં ફરી આવે, ને જાતજાતનાં ફળ વીણી લાવે. ખાય, પીએ, ને મઝા કરે.

ચન્દ્રશંકર

—o—

# સબુર રાજકુમાર

એક હતો વેપારી. એને સાત દીકરીઓ.

એકવાર વેપારીને વિચાર સૂઝ્યો: લાવને દીકરી-ઓનાં પારખાં લઉં.

સાતેયને એણે પૂછ્યું, "બેટા, તમે કોના નશીબે જીવો છો?"

મોટી દીકરી કહે, "બાપા, એમાં તે શું પૂછ્યું? અમે તો તમારા નશીબેજ જીવીએ છીએ."

બાપે બીજી દીકરીને પૂછ્યું. એણેય એમજ કહ્યું.

ત્રીજી દીકરી કહે, "આવું તે પૂછવું હોય? દીકરી તો બાપને નશીબે જ જીવે ને?"

ચોથીપાંચમીએ એમજ કહ્યું, છઠ્ઠીએય બાપનું નશીબ ગણ્યું; હવે નાની ચંપાનો વારો આવ્યો.

ચંપા બહાદૂર હતી. છય બેનોનું કહેવું એને ન રૂચ્યું.

એ કહે, "બાપા, બાપા, તમે અમારા વડીલ તો ખરા; પણ અમે જીવીએ એ તો અમારા જ નશીબે. હું તો ખરૂં કહું."

છયે બેનો સાંભળી રહી. બાપને રીસ ચઢી.

"છોકરી, છોકરી, શું કહે છે? આ હું ખવરાવી-પીવરાવી તને મોટી કરૂં છું, તોય મારો ગુણ નહિ?"

બાપને બહુ રીસ ચઢી છે. હુકમ કરે છે, "જા, હમણાં ને હમણાં મારૂં ઘર છોડી દે. ફાવે ત્યાં જઈને પેટ ભરજે. જોઉં છું, તારૂં નશીબ કેવુંક છે તે."

વેપારીએ પાલખી તૈયાર કરાવી.

દીકરીએ બાપની આજ્ઞા માથે ચઢાવી. નાનકડી બચકી બાંધી લીધી, સોયદોરાનો કંડીઓ લીધો, ને એ પાલખીમાં બેઠી.

બાપને તો માથેથી પગ સુધી ઝાળ લાગેલી.

એને કોણ વારે? બિચારી માનુંય શું ચાલે?

વેપારી પાલખીવાળાને કહે, "જાવ, હમણાં ને હમણાં વનવગડામાં પાલખી મૂકી આવો. ખબરદાર, ક્યાંય ઉભા રહ્યા છો તો."

પાલખી ઉપાડનાર શું કરે? એ બિચારા તો ચિઠ્ઠીના ચાકર. પાલખી ઉપાડીને એ ચાલ્યા.

છય દીકરીઓ જોઈ રહી. મા રડવા લાગી.

ગામની ભાગોળે તળાવ હતું. ઘરની દાસી ત્યાં લુગડાં ધોતી'તી. એણે પાલખી ઓળખી ને દીકરી ઓળખી. દોડીને એણે બધી વાત પૂછી; ચંપાએ માંડીને બધી વાત કરી.

દાસીની આંખે આંસુ આવ્યાં. એ કહે, "બેટા, તારાથી એકલાં ન જવાય. ચાલ, હુંય તારી સાથે આવું."

દાસી સાથે બેઠી. પાલખી આગળ ચાલી.

ચાલતાં ચાલતાં વનવગડો આવ્યો. મોટાં મોટાં ઝાડ ને મોટા મોટા પહાડ. માણસનું નામનિશાનેય ન મળે!

ગંભીર વડલો હતો. જાડું થડ ને મોટી મોટી ડાળો. પાલખી વડલા હેઠળ ઉતારી ભોઈ લોક પાછા વળ્યા.

સાંઝ પડી: અંધારૂં થયું, ઘુવડ ચીબરી ચબ-ચબ્યાં, આઘે આઘે વાઘસિંહ ગર્જ્યા.

ચંપા ને દાસી ધ્રૂજી ઉઠયાં. હવે શું થાય? આ એક ઘડીમાં હતાંનહોતાં થઈ જવાશે! હવે?

ત્યાં તો વડલાને વાચા થઇ. "બેટા, ડરશો ના. આ મારૂં થડ ઉઘાડું છું. બેય જણ અંદર બેસો. તમારો વાળેય વાંકો નહિ થાય."

બેય જણ ખૂબ રાજી થયાં ને અંદર જઈને બેઠાં.

રાત વધે છે, દીકરી સજગ બેઠી છે, કાન માંડીને સાંભળે છે.

રાત વધી. વડલા પાસે જનજનાવર ભેળાં થયાં. ચીસો પાડતાં શિયાળવાં આવ્યાં, હું હું કરતું રીંછ આવ્યું, ત્રાડ પાડતો વાઘ આવ્યો:

"અહીં કંઇક છે, આ વડલા પાસે. માણસ

જેવું ગંધાય છે!"

ગર્જના કરતો સિંહ આવ્યો:

"અહીં કંઈક છે, આ વડલા પાસે માણસ જેવું ગંધાય છે!"

ધમ ધમ કરતો હાથી આવ્યો.

"અહીં કંઈક છે, આ વડલા પાસે. માણસ જેવી વાસ આવે છે!"

હાથીએ ત્રાડ પાડી. સૂંઢ ઉંચકીને એ તો મંડ્યો વડલાની ડાળો તોડવા. માણસ જાય ક્યાં?

બે ચાર ડાળો તોડી પાડી. પાંદડાંનો ઢગલો કર્યો. પેલાં બેય જણ ધ્રૂજે છે: આ હમણાં આખું ઝાડ ઉખેડી નાખશે, આ હમણાં જીવ લેશે.

પણ ભગવાન બેઠી છે ને? દીકરીની દયા એનેય આવે છે. હાથીને સૂઝ્યું કે આ તો કાંઈ નહિ. ખાલી વાસ આવી હશે.

હાથી ચાલ્યો ગયો. વાઘવરૂ ચાલ્યાં ગયાં.

બારણે સૂરજના તડકા રેલાયા.

વડલાને વાચા ફૂટી: "બેટા, બહાર નીકળો. હવે કાંઈ ભો નથી."

ચંપા ને દાસી બહાર આવ્યાં. એક ચિંતામાંથી તો ઉગર્યાં; પણ હવે ખાવું શું? આખી રાત તો ભૂખે તરસે ગાળી, પણ હવે દિવસ કેમ જાય?

વડલો કહે, "પૂર્વ દિશાએ પાંચ ગાઉ છેટે એક ગામ છે. ત્યાં જઈને કંઈક ખાવાનું લઈ આવો."

પણ ચંપા પાસે તો એક બદામેય નહોતી. દાસીએ ગજવામાં જોયું. અંદર પાંચ પૈસા પડયા'તા.

વડલો કહે, "ચાર પૈસાનું ખાવાનું લાવજો ને એક પૈસાની જાર લાવજો."

દાસીએ ખાવાનું આણ્યું. પૈસાની જાર આણી.

પાસેજ મોટું તળાવ હતું. વડલો કહે, "તળાવે જઈને નાહી લ્યો, ધોઈ લ્યો, ને ભગવાનનું ભજન કરો. આ ખાવાનું ખાજો ને જાર પાળ ઉપર વેરજો. સાંઝે વહેલાં પાછાં વળજો."

બેય જણ આખો દિવસ તળાવકાંઠે ફર્યાં.

ખાવાનું ખાધું, ને જાર વેરી. સાંજે પાછાં આવીને વડલાના થડમાં પેસી ગયાં.

રાત પડી. જંગલી જનાવર આવ્યાં ને ગયાં.

સવાર થયું એટલે વડલો કહે, "બેટા, હવે તળાવકાંઠે જાવ. જે મળે એ અહીં લાવજો."

બેય જણે તળાવની પાળે જઈને જોયું, "અરે! આ શું? આટલા બધા મોર! આવા રૂપાળા મોર! જાણે મોરનું રાજ! રૂપાળાં પીછાં ને રૂપાળી કલગી."

બન્ને જણ એક પત્થર ઉપર બેઠાં.

ધીરે ધીરે મોર ઉડવા લાગ્યા. ઘડીકમાં તો બધા મોર ઉડી ગયા. સોનેરી પીંછાંનો પરથાર પથરાયો.

દીકરી ને દાસી કાંઈ રાજી થયાં! એમણે તો બધાંય પીછાં ભેગાં કરી લીધાં.

ચંપાને સુંદર પંખા ગુંથતાં આવડતું'તું. એણે પેલાં પીછાંના સુંદર પંખા ગુંથ્યા.

પંખા લઇને બન્ને વડ પાસે આવ્યાં.

વડલો દાસીને કહે, "જાવ, આ પંખા પેલા શહેરમાં વેચી આવો."



દાસી પંખા વેચવા ગઈ.

શહેરના લોકો તો પંખા જુએ ને રાજી રાજી

થઈ જાય. "આવા રૂપાળા પંખા! રૂપાળાં પીંછાંય કેવાં ગુંથ્યાં છે!" એક ઘડીમાં બધા પંખા ખપી ગયા. રૂપિયા લઈને દાસી પાછી વળી. થોડુંક ખાવાનું લીધું. થોડીક જાર ખરીદી.

પછી તો રોજ ચંપા જાર વેરે ને મોર આવે: પીંછાં ભેળાં થાય ને રૂપાળા પંખા ગુંથાય.

થોડા દિવસમાં બન્ને જણ પાસે ખૂબ પૈસા થયા. દીકરી કહે, "હવે એક મહેલ બંધાવીએ."

દેશદેશના કારીગર આવ્યા છે. સુથાર લાકડાં ઘડે છે, સલાટ પત્થર ઘડે છે, પખાલી પાણી રેડે છે, કડીઆ ભીંતો ચણે છેઃ રૂપાળો મહેલ બંધાય છે.

થોડા દિવસમાં મોટો મહેલ બંધાઈ ગયો.

ચંપાએ મહેલ પાસે એક નાનું એવું તળાવ ખોદાવવા માંડયું. દેશદેશાવરથી મજુર તેડાવ્યાં.

એક દિવસ ચંપાએ આઠ મજુર દીઠાં. છ છોકરીઓ ને માબાપ. એણે તો બધાં ને ઝટ ઓળખી લીધાં ને પાસે બોલાવી પૂછ્યું, "કયાંથી આવો છો?"

બાપે બધી વાત કરી: વેપારમાં ખોટ ગઈ'તી ને દેશમાં દુકાળ પડ્યો'તો.

ચંપાએ નોકરને હુકમ કર્યો, "આ આઠેય માણસોને સારાં સારાં લુગડાં પહેરાવો ને સારૂં સારૂં જમાડો."

કોઈએ દીકરીને ઓળખેલી નહિ. એમને તો ખૂબ નવાઈ લાગી.

ખવરાવીપીવરાવી દીકરીએ બધી વાત કરી. માબાપ ને બ્હેનો કાંઈ રાજી થયાં!

બધાં હવે તો નવા મહેલમાં આનન્દકલ્લોલ કરવા લાગ્યાં.

દીકરીએ બાપને પૈસા આપ્યા. બાપે વેપાર શરુ કર્યો.

ભગવાનનું કરવું તે જોતજોતામાં વેપાર ધમધોકાર ચાલ્યો. દેશદેશાવર વહાણ ફરવા લાગ્યાં.

× × ×

એક દિવસ દેશાવરથી ખબર આવી: "શેઠનું અહીં કામ પડયું છે."

શેઠ જવા તૈયાર થયા. છએ દીકરીઓને એમણે પૂછ્યું, "તમારે શું શું મંગાવવું છે?"

કોઈએ સોનાની બંગડી મંગાવી, કોઈએ હીરાનો હાર મંગાવ્યો, કોઈએ મોતીની માળા, ને કોઈએ રેશમની સાડી મંગાવી.

બાપે સાતમી દીકરીને પૂછાવ્યું.

ચંપા એ વખતે પૂજા કરતી'તી. નોકરને એણે કહ્યું, "સબુર." એને મન કે પૂજા કરીને જાઉં છું.

પણ નોકર 'સબુર'નો અર્થ નહિ સમજેલો. એ શેઠની પાસે જઈને કહે, "બ્હેન બા તો 'સબુર' મંગાવે છે."

બાપ દરીઆકાંઠે આવ્યો ને દેશાવરનાં વહાણ હંકાર્યાં.

છ માસ નીકળી ગયા. શેઠને ગ્રાઓ નફો મળ્યો. દેશમાં જવાનો વખત થયો એટલે શેઠે દીકરીઓએ મંગાવેલી ચીજો મંગાવી. સોનાની બંગડીઓ ને હીરાના હાર તો મળ્યા, પણ 'સબુર' કયાંથી લાવે? ઘણી તપાસ કરાવી પણ કયાંય 'સબુર' ન મળે!

શેઠ વિચારમાં પડયા. હવે કરવું શું? નાની દીકરીને પ્રતાપે તો આટલું નશીબ ફર્યું છે. એને કાજે 'સબુર' તો લઈ જવું પડે.

શેઠ 'સબુર' શોધવા જાતે નીકળ્યા. એક ગામ ફરી વળ્યા, બીજું ગામ જોઈ નાખ્યું; પણ ક્યાંય 'સબુર' ન મળે. શેઠ તો રાજધાનીમાં આવ્યા. ચૌટે ચૌટે ફરે ને મોટેથી કહે, "વેચવું છે કોઈને સબુર?" "વેચવું છે કોઈને સબુર?"

બધાંય શેઠ સામે જોઈને હસે. "સબુર તે વળી વેચાતા મળે?"

રાજાના મહેલ પાસેથી શેઠ નીકળ્યા. સાદ પાડે, "વેચવું છે કોઇને સબુર?" "વેચવું છે કોઈને સબુર?"

રાજકુંવરનું નામ સબુર હતું, એણે આ સાંભળ્યું. એને તો ખૂબ નવાઈ લાગી. એ કહે, "વાહ રે! મને કોણ ખરીદે છે?"

કુંવરે શેઠને પાસે બોલાવ્યા ને બધી વાત પૂછી. શેઠે બધી વાત કહી.

એક સોનાની પેટી આપી કુંવર કહે, "આ તમારી દીકરીને આપજો. કહેજો, 'પંખો ઉઘાડીશ એટલે સબુર મળશે.'"

શેઠ બહુ રાજી થયા. પેટી લઈ વહાણે ચઢયા.

ધનમાલ લઈ શેઠ દેશમાં આવ્યા. માલ બધો વખારે મોકલાવ્યો ને દીકરીઓને પાસે બોલાવી સૌ સૌની ચીજો આપી. ચંપાને પેલી પેટી આપીને બધી વાત કહી.

ચંપા નોકરની ભૂલ સમજી ગઈ'તી; પણ એને થયું લાવને જોઉં તો ખરી કે પેટીમાં શું છે?

ઓરડામાં આવી એણે પેટી ઉઘાડી. અંદર એક પંખો હતો. ધીરે રહીને એણે પંખો ઉઘાડયો; પણ ત્યાં તો પેલો સબુર રાજકુંવર દેખાયો!

ચંપા ઘડીક ગુંચવાઈ ગઇ; પણ કુંવરે બધી વાત કરી ને કહ્યું, "પંખો ઉઘેડીશ એટલે હું આવીશ ને બંધ કરીશ એટલે નહિ દેખાઉં."

બેય જણ બહુ રાજી થયાં.

પછી તો રોજ દીકરી પંખો ઉઘાડે ને રાજકુંવર આવે. બેય જણ મીઠી વાતો કરે ને રાજી થાય.

દીકરીએ માને બધી વાત કરી: બધાં ખૂબ રાજી થયાં.

રાજકુંવરે બાપને વાત કરી: બધાં ખૂબ ખુશી થયાં.



રાજાએ સન્દેશો મોકલ્યો: "પૂનમની રાતે બન્નેનું લગન કરીશું."

પૂનમ આવી. થાળી જેવડો ચાંદો ઉગ્યો. જાન

આવી પહોંચી, લગ્ન ધામધૂમથી થઇ ગયાં. બધાંયને જમવાની વેળા થઈ.

પણ પેલી છએ બ્હેનોને ચંપાનાં આવાં નશીબની અદેખાઈ આવી. એ કહે, "એને આટલાં બધાં સુખ!"

છએ જણે મળી કપટ કર્યું. કુંવરના દૂધમાં ઝેર નાખી દીધું!

બધાં જમવા બેઠાં છે, આનન્દકલ્લોલે જમે છે. રાજકુમારને દૂધ બહુ ભાવે, એણે તો પેલું ઝેરવાળું દૂધ પીધું!

એક ઘડીમાં તો ઝેર એની રગેરગમાં ચઢી ગયું. બૂમ પાડી કુંવર હેઠો પડયો. રાજારાણી રડવા લાગ્યાં. સૌ રડવા લાગ્યાં: "હાય, હાય, કુંવરને એકા એક શું થયું હશે?"

વૈદહકીમ ભેગા થયા; પણ કુંવરને સારૂં ન થયું.

રડતાંકકળતાં સૌ દેશમાં પાછાં ફર્યાં. કુંવરનેય સાથે લીધો. બિચારાને બહુ દુઃખ થતું'તું.

ચંપા તો બોલ્યો બોલ નથી દેતી. એના હોઠ

ધ્રૂજે છે, આંખે આંસુની રેલ ચાલે છે, હાથપગ કંપે છે.

"અરે ભગવાન! આ શું કર્યું?"

બીજે દિવસે ચંપા તૈયાર થઈ. "બસ, કુંવરની પાસેજ જવું. એ મરે તો એની સાથે મરવું."

કુંવરનો દેશ એણે નહોતો દીઠો. તોય હૈયે હિમ્મત રાખી એ તો નીકળી.

એ કહે, "ભગવાન લઈ જાય ત્યાં જવું. નોંધારાનો આધાર છે, તે એને દીકરીની દયા નહિ આવે?"

રાત પડવા આવી. અઘોર જંગલમાં ચંપા એકલી રખડે છે. 'કુમાર' 'કુમાર' ઝંખે છે. આંખેથી શ્રાવણભાદરવો વરસે છે. બિચારી આખો દિવસ રખડી થાકીને લોથ ગઈ'તી.

ચંપા 'કુમાર' 'કુમાર' ઝંખે છે, ત્યાં એણે પંખીની ચીસો સાંભળી.

ઝાડ ઉપર હંસનો માળો હતો. મહીં બે ત્રણ બચ્ચાં હતાં. ચંપાએ જોયું કે બખોલમાંથી એક

કાળો સાપ માળા તરફ જાય છે. બિચારાં બચ્ચાં ચીસે ચીસ પાડે છે.

ચંપાને દયા આવી ચટચટ ચઢીને એણે કટાર વડે સાપને મારી નાખ્યો ને બચ્ચાંને ઉગાર્યાં.

પણ બિચારીના શરીરમાં હોય નહોતી રહી. 'કુમાર' 'કુમાર' કરતી એ તો ઝાડ હેઠળજ પડી.

રાત પડી એટલે હંસહંસણી માળામાં આવ્યાં. ચીં ચીં કરી બચ્ચાંએ બધી વાત કરી.

હંસહંસણી કંઈ રાજી થયાં!

હંસણી કહે, "ભલું થજો એ દીકરીનું."

હંસ કહે, "પણ એનેય બિચારીને દુઃખ છે. એનો રાજકુંવર તો કાલે સવારમાં મરી જશે!"

હંસણી કહે, "પણ કાંઇ ઉપાય? એ બિચારીનું દુઃખ આપણાથી નહિ જોવાય."

હંસ કહે, "હા. એક ઉપાય છે. કુંવરને સાતવાર દૂધે ને સાતવાર પાણીએ નવરાવીને કોઇ આપણી હગારની રાખ ચોપડે તો તરત એ સાજો થાય."




ખરૂરર્ કરતાં હંસહંસણી ઉડયાં ઉંચે આકાશમાં.

(સબુર રાજકુમાર.)



કુંવર મહેલ પાસે આવ્યો.

(એક રાજકુંવરી.)

હંસણી કહે, "પણ કુંવરનો દેશ ક્યાં છે?"

સાત સમુદ્રની પાર કુંવરનો દેશ હતો. હંસે એની વાત કરી.

હંસણી કહે, "આ બિચારી ત્યાં પહોંચે શી રીતે?"

હંસ કહે, "હું લઇ જાઉં."

ચંપાએ બધી વાત સાંભળી'તી. હગાર ભેગી કરીને એ હંસની પીઠ ઉપર બેઠી.

હંસ ઉડ્યો સાત સમુદ્ર તરફ.

એક ઘડીમાં સાત સમુદ્ર વટાવીને હંસ સબુરકુમારના મહેલ પાસે આવ્યો.

બાવાજીનો વેશ પહેરી ચંપા મહેલમાં ગઈ.

બધાં રોકકળ કરતાં'તાં, રાણી છાતીફાટ રડતી'તી. રાજાની આંખે ચોધાર આંસુ જતાં'તાં, દાસદાસીઓ પોકપોક મૂકતાં'તાં.

"અરેરે! સબુરકુમાર મરી જશે? હાય, હાય, સબુર કુમાર ચાલ્યો જશે?"

રાજા કહે, "ભલા ભગવાન, મને મોત આપ; પણ બચ્ચાને ઉગાર."

ત્યાં તો ચંપા મહેલમાં દાખલ થઇ. કહાવ્યું કે "દવા કરવા કોઈ બાવાજી આવ્યા છે."

રાજા કહે, "ભલે ભાઈ, સાજો કરે તો."

બાવાજીએ તો સાત દેગડા દૂધના મંગાવ્યા ને સાત દેગડા પાણીના મંગાવ્યા.

કુમારને સાત વાર દૂધે નવરાવ્યો, સાત વાર પાણીએ નવરાવ્યો, ને પેલી હગારની રાખ એને ડીલે ચોપડી.

હંસની હગારે બધું ઝેર ચૂસી લીધું. કુંવરે આંખ ઉઘાડી ને પાણી માગ્યું.

રાણીની આંખે હરખનાં આંસુ આવ્યાં. રાજા બહુ રાજી થયા. બધાં કહે, "હવે બચે તો બચે."

બાવાજી પાસે બેઠા છે, કુંવરની દવા કરે છે.

સવાર પડયું ત્યાં તો કુંવરને સારૂં થઈ ગયું. પથારીમાં બેઠો થયો.

બધાં બહુ રાજી થયાં.

રાજા કહે, "માગો બાવાજી, માગો એ આપું." પણ બાવાજી શું માગે? કફની કાઢી નાખી ત્યાં તો ચંપા! રાજા કહે, "બેટા, ચંપા, તું છે?"

રાણી ચંપાને ભેટી પડી. "બેટા, ભગવાન તારું ભલું કરશે."

સબુરકુમારેય ખૂબ રાજી થયો.

ચંપાએ હંસને મોતીનો ચારો ચરાવ્યો ને વદાય કર્યો. કહ્યું, "કાલે આવજો."

બીજે દિવસે હંસહંસણી આવ્યાં. ચંપા કહે, "એક વાર માબાપને મળી આવીએ."

હંસ ઉપર કુમાર બેઠો. હંસણી ઉપર ચંપા બેઠી. ખર્‌ર્‌ર્‌ર્ કરતાં હંસહંસણી ઉડયાં ઉંચે આકાશમાં.

ચંપાનાં માબાપ બિચારાં રડતાં હતાં, ત્યાં બેય જણ આવ્યાં.

ચંપાએ માંડીને બધી વાત કરી. બાપ કહે, "છયે જણને દેશવટો દઉં." પણ ચંપા કહે, "ના બાપાજી, હું તો હવે સબુરકુમારના રાજમાં જ

રહીશ. તમે તમારે અહીં રહેજો ને વેપાર વણજ કરજો."

ચંપાએ છએ બેનોને માફી આપી. બધાંયને હળીમળી કુમાર ને ચંપા પાછાં હંસહંસણી ઉપર બેઠાં. ખર્‌ર્‌ર્ ખટ્ ને એક ઘડીમાં સમુદ્રની પાર

સબુરકુમાર ને ચંપાકુમારી સાથે રમે છે, જમે છે, ને મોજ કરે છે.

ચન્દ્રશંકર



## હડાળાની કુતરી

સવાર પડયું ને ભસવા માંડી: ભસ ભસ ભસ.

પા કલાક ભસી, અર્ધો કલાક ભસી, પોણો કલાક ભસી: ભસ ભસ ભસ.

લશ્કર લાંબું ચાલ્યું જાય ને કુતરી ભસ ભસ ભસતી જાય. લશ્કરને શું કે કુતરીનું ગળું દુખશે? લશ્કર કાંઇ નીકળતું બંધ રહે?

આગળ જાય ને ભસે, પાછળ જાય ને ભસે, આમ દોડીને ભસે, ને તેમ દોડીને ભસે. કોઠે જઈને ભસે, કાંગરે જઈને ભસે.

નીચે લશ્કર ચાલ્યું જાય; કોટ ઉપર કુતરી ભસે: ભસ ભસ ભસ.

હાથી નીકળ્યા, ભલેને કુતરી ભસે: ઘોડા નીકળ્યા, ભલેને કુતરી ભસે. પાયદળ નીકળ્યું, ભલેને કુતરી ભસ્યા કરે. આપણા બાપનું શું જાય છે?

તડકો થયો, કિલ્લો તપ્યો, કોઠો તપ્યો, કાંગરા



તપ્યા, કુતરી તપી; પણ ભસ ભસ ભસ. મોટે સાદે ભસ ભસ. ઉફ ઉફ ભસ ભસ, હુ હુ ભસ ભસ, વુહ વુહ ભસ ભસ.

"હાં કુતરાં છે, ભસેય ખરાં. અજાણ્યાને ભસે, પરશેરીનાં કુતરાંનેય ભસે, રાતે ચોરનેય ભસે, ધંધો ન હોય તો અંદરઅંદરેય ભસે, પણ કાંઈ આખો દિવસ? ઉગ્યાથી તે આથમ્યા સુધી? આ

કુતરીએ તો આગ ખાધી! આ તે શું? ભસ ભસ ભસ.

માથુંય નહિ દુઃખતું હોય? આંતરડાંય નહિ ખેંચાતાં હોય? મોઢુંય નહિ થાકતું હોય? ખાવુંય નહિ હોય ને પીવુંય નહિ હોય?

કામધંધોય નહિ હોય? ક્યાંય જવુંય નહિ હોય? આડોશીપાડોશીને મળવાહળવાય નહિ જવું હોય?

આ લશ્કરનુંય શું કરવું? કુતરી માટે કાંઈ રસ્તો બદલાય? લશ્કર બિચારૂં શું કરે? પડઘમ વાગે, ઢોલ વાગે, ડંકો થાય, નિશાન થાય, કુતરી માટે કાંઈ બંધ રખાય? કોણ જાણે લશ્કરને ખબર હોય તો કે આ અમને ભસે છે!

ઘોડાવાળા વહ્યા જાય, કુતરી વાંસે ભસ ભસે, ગાડીવાળા વહ્યા જાય, કુતરી વાંસે ભસ ભસે, કોઈ પાછું વાળીનેય ન જુએ. કુતરીને તો બધોય વખત ભસવું, બધાંયને ભસવું, બરાબર ભસવું.

કોઈ કહે, "આ કુતરી મરી જશે! ભસી ભસીને ઢળી પડશે."

બીજો કહે, "ભાઈ, એ કુતરી બીજી. જીવ જાય નહિ? ભસ્યા વિના રહેવાય?"

ત્રીજો કહે, "એમાં ભસવાનું શું છે?"

ચોથો કહે, "પણ કુતરી કોને કહે?"

બપોર થયા, સાંઝ થઈ. હમણાં કુતરી બંધ પડશે, હમણાં ભસતી રહેશે, હમણાં ઘેર જશે.

પણ ના રે! આ કુતરી બીજી. ભાવનગરની નહિ, વળાની નહિ, અમદાવાદની નહિ, મુંબઈની નહિ, પારસીનીય નહિ ને બ્રાહ્મણનીય નહિ, આ તો કોઇ જુદી જાત! હડાળાની કુતરી! તે હડાળુ! જાતવાળી. એ કાંઇ ભસતી રહે? ભલેને સૂરજ આથમે, ભલેને પગ ધ્રૂજે, ભલેને માથે ચક્કર આવે, ભલેને હેઠી પડે, ભલેને મોં ફાટયું રહે, ભલેને મરી જાય; પણ મરતાં મરતાંય ભસ ભસ ભસ.

હડાળાની કુતરી! એ બીજી કુતરી ન હોય; બાપુ, હડાળાની કુતરી!

ગિજુભાઇ

---



"ઘરડા ઉંદર વાત કરે છે."

એક પગે ઉભાં છે, પહોળું મોઢું રાખ્યું છે, સૂરજ સામે જોયું છે: બીલ્લીબાઈએ તપ આદર્યું છે!

દરને ખૂણેખૂણે વાત ફેલાઈ. ઉંદરેઉંદરને જાણ થઈ.

"ચું ચું ચું: બીલ્લીબાઈએ તપ આદર્યું છે!"

એકએક ઉંદર જોઈ આવ્યો, સન્દેશો લઇ આવ્યો:

"એક પગે ઉભાં છે, પહોળું મોઢું રાખ્યું છે, સૂરજ સામું જોયું છે: બીલ્લીબાઈએ તપ આદર્યું છે!"

બધાં કહે, "ધન્ય છે. બીલ્લીબાઈ, ધન્ય છે."

ઉંદરોના રાજાએ વાત જાણી. બહાર આવી એણે પૂછ્યું.

"બીલ્લીબાઈ, બીલ્લીબાઈ, તમારૂં નામ શું?"

હાલ્યાચાલ્યા વિના બીલ્લીબાઇ બોલ્યાં:

"ભલીબાઈ."

"ભલીબાઈ, એક પગે કેમ ઉભાં છો?"

"ત્યારે શું કરૂં? ચાર પગ સાથે મૂકું તો પૃથ્વી રસાતલ જાય ને? મારો ભાર કાંઈ ઓછો છે?"

"મોઢું પહોળું કેમ રાખ્યું છે?"

"હવા ખાવા. એકલી હવા ભરખીનેજ હું રહું છું: બીજું કશું મારે ન ખપે."

"ને બીલ્લીબાઈ, મોઢું સૂરજ સામું શીદ રાખ્યું છે?"

"સૂરજદેવનાં તપ આદર્યાં છે."

ઉંદર રાજા દરમાં ગયો. સૌને એણે વાત કરી.

સૌએ બાઇનાં વખાણ કર્યાં.

સાંજસવાર ઉંદરનાં ટોળેટોળાં બહાર આવે, બીલ્લીબાઈને પગે પડે, ને દરમાં પાછાં ચાલ્યાં જાય.

એક ઉંદર બાકી રહે, ત્યાં તો બીલ્લીબાઈ ઝડપ એને પકડે ને સ્વાહા કરી જાય. પાછાં તપ તપવા માંડે!

આમ કરતાં ઉંદર ઓછા થવા લાગ્યા: આજ એક ન દેખાયો! કાલ બીજો ન મળ્યો!

સૌ કહે, "આમ રોજ એકએક ઉંદર જાય છે કયાં?"

રાજા ઉંદરને વ્હેમ પડયો, દર પાસે એ સંતાઈ રહ્યો.

સૌ ઉંદર પાછા વાળ્યા. એક ઉંદર બાકી રહ્યો, ત્યાં તો ઝડપ દઈને બીલ્લીએ ઝપટ મારી.

રાજા ઉંદર બળીઓ હતો. કૂદીને એ સામો થયો. બધા ઉંદર બહાર નીકળ્યા.

ઉંદર બધા સામા થયા: બીલ્લીબાઈ માર્યાં ગયાં.

*　　*　　*

ઘરડા ઉંદર વાત કરે છે:
જુવાન ઉંદર સાંભળે છે:

"એક પગે થતાં'તાં, પહોળું મોઢું કરતાં'તાં, સૂરજ સામુ જોતાં'તાં: બીલ્લીબાઇ તપ તપતાં'તાં!"

ચન્દ્રશંકર

—x—

# રામો

એક હતો ખેડુત. એને ત્રણ દીકરા. એકનું નામ માનો, બીજાનું નામ કાનો, ને ત્રીજાનું નામ રામો હતું.

રામો સૌથી હોશિયાર હતો, તોય બેય ભાઈ એને 'રામો રોઝ' કહીને ખીજવે !

ખેડુત ઘરડો થયો, એણે ત્રણે દીકરાને કહ્યું,

"બેટા, ઘડપણ આવ્યું, તેથી હાથપગ ચાલતા નથી. હવે તમેય કાંઈ ધંધો વળગો."

ત્રણે દીકરા ધંધો શોધવા નીકળ્યા.

થોડેક દૂર એક રાજમહેલ હતો. રાજાએ ત્રણ કામ કરવાનું પણ લીધેલું: એક તો રાજમહેલ પાસેનો મોટો વડ પડાવવાનું. બીજું, એક સુન્દર કૂવો ખોદાવવાનું અને ત્રીજું, કૂવો મીઠા જળથી ભરવાનું.

ત્રણે કામ કરાવી રાજા થાકયો'તો; પણ ન તો

વડનું ઝાડ કપાય, ન તો કૂવો ખોદાય કે ન મીઠું જળ મળે.

રાજાએ ઢંઢેરો પીટાવ્યો: "જે કોઈ આ ત્રણ કામ કરે, તેને રાજકુંવરી ને અર્ધું રાજપાટ મળે."

પેલા ત્રણ ભાઈઓએ આ સાંભળ્યું. એમને થયું, આપણે એ કામ કરી જોઈએ.

ત્રણે જણ ઉપડયા.

વનવગડામાં થઇને ત્રણે ભાઈ ચાલ્યા જાય છે, ત્યાં એમણે કુહાડીના ઘા સાંભળ્યા. બેય ભાઈ તો આગળ આગળ ચાલ્યા; પણ રામો કહે, "ભાઇ, આ પણે ઘા કોણ કરતું હશે?"

બેય ભાઈ હસી પડયા. "અલ્યા રોઝ, આમ મોટાં કામ થતાં હશે કે? આપણે તો રાજાનાં કામ કરવા જવું છે, કે ઘા ખોળવા?"

પણ રામો કહે, "ના, ના, તમે જરા ઉભા રહો. હું જોઇ આવું."

રામાએ ઝાડીમાં જઈને જોયું. એને તો ખૂબ

નવાઈ લાગી. કોઈ માણસ નહિ, તોય એકલી એકલી કુહાડી ઝાડ કાપે!



રામો કહે, "અરે વાહ! આ તો નવી નવાઈ!"

પાસે જઈને એણે કુહાડીને પૂછ્યું, "કુહાડીબાઈ, કુહાડીબાઈ, એકલાં એકલાં શું કરો છો?"

કુહાડી કહે, "ભાઈ, આ ઝાડ કાપું છું. ભલું થયું કે તું આવ્યો. હું તો તારી વાટ જ જોતી'તી."

રામાએ હળવે રહીને કુહાડી ઉંચકી લીધી.

કુહાડો લઈને રામો ભાઈઓની પાસે આવ્યો. બે ય ભાઈ કહે, "કેમ, ધરમધક્કો ખાઈ આવ્યો ને?"

રામાએ એમને પેલી કુહાડી બતાવી. બન્ને ભાઈ હસી પડયાં.

"અલ્યા રોઝ, આવી વેઠ તે શીદ લઈ આવ્યો?"

રામો કહે, "હશે ભાઈ, કોઈ દિવસ કામ લાગશે."

ત્રણે જણ આગળ ચાલ્યા.

એક ટેકરી પાસે થઈને ત્રણે જતા હતા, ત્યાં એમણે કોદાળીના ઘા સાંભળ્યા.

બન્ને ભાઈઓએ તો એની કાંઈ દરકાર ન કરી; પણ રામો કહે, "મોટાભાઈ, વળી અહીં કોણ ઘા કરતું હશે?"

બેય ભાઈ કહે, "જા, બીજો ધરમધક્કો ખાવા જવું હોય તો."

રામો દોડતો દોડતો ટેકરી પાસે ગયો. જોયું તો એક બાજુએ કોદાળી એકલી એકલી માટી ખોદતી હતી!

રામાને ખૂબ નવાઈ લાગી. પાસે જઈને એ

કહે, "કાં કોદાળીભાઈ, એકલાં એકલાં શું કરો છો?"

કોદાળી કહે, "ભાઈ, આ માટી ખોદું છું. ભલું થયું કે તું આવ્યો. હું તો તારી વાટ જ જોતી'તી."

કોદાળી લઈને રામો પાછો આવ્યો. બેય ભાઈ કહે, "વળી આ વેઠ લઈ આવ્યો?"

રામો કહે, "હશે, કોઈ દિવસ કામ લાગશે."

ત્રણે ભાઈ ચાલ્યા. આગળ જતાં એક સુન્દર ઝરો આવ્યો. ઝરાનું મીઠું પાણી પી ત્રણે ભાઈ ઘડીક વિસામો લેવા બેઠા.

રામો કહે, "આ ઝરો ક્યાંથી નીકળતો હશે? આ મીઠું પાણી ક્યાંથી આવતું હશે?"

બેય ભાઈએ તો એનું કહેવું સાંભળ્યું નસાંભળ્યું કરી નાખ્યું.

રામો કહે, "મોટાભાઈ, ઘડીક મારી વાટ જોજો. આ હમણાં આવું છું."

બન્ને ભાઈ કંટાળીને કહે, "આજ તો તેં બહુ પજવ્યા. આમ ને આમ કેટલો વખત કાઢી નાખવો છે? કાંઈ ધંધો કરવા દઈશ કે નહિ?"

પણ રામો તો ઝપાટાબંધ ઝરાના મૂળ તરફ ચાલ્યો. એક ટેકરી ઉપરથી ઝરો નીકળતો'તો. એક કમળમાંથી પાણીની ધાર પડતી'તી.

રામો કહે, "વાહ રે!"

ત્યાં તો કમળ કહે, "ભાઈ, હું તારી વાટ જ જોતું હતું. ઠીક થયું ને તું આવી ગયો."

રામાએ તો કમળ ઉપાડી લીધું ને ભાઈ પાસે પાછો આવ્યો."

પછી ત્રણે ભાઈ રાજમહેલ પાસે આવ્યા.

માનાએ પહેલ કરી ઝાડ કાપવા માંડયું, પણ જયાં એક ડાળ કાપે ત્યાં તો બે ત્રણ નવી ફૂટે! માનો તો થાકયો. એ કહે, "આ આપણું કામ નહિ."

કાનાથીય ઝાડ ન કપાયું.

હવે નાના રામાનો વારો આવ્યો, પણ રાજાએ કહ્યું, "અલ્યા, તું તો છેક નાનો છે! તારા બેય ભાઈ થાકયા, તો તારૂં શું ગજું? નકામી મહેનત ના કરીશ."

પણ રામો કહે, "મને મહેનત તો કરવા દો."

રાજાએ રજા આપી.

રામાએ ઝોળીમાંથી પેલી કુહાડી બહાર કાઢી, હાથો બેસાડયો. ને કહ્યું, "કુહાડીબાઈ, ઝાડ કાપી નાખો."

ત્યાં તો ધડાધડ કુહાડીના ઘા પડવા મંડયા. કોના ભાર કે પાસે ઉભું રહે? ઝાડ બમણું ઉગે તોય શું? ડાળ બમણી ફૂટે તોય શું?

એક ઘડીમાં કુહાડીએ ઝાડ કાપી નાખ્યું. કડ્ડડ્ ભૂસ દઈને ઝાડ નીચે પડયું.

રાજા કાંઈ રાજી થયા!

પછી રામાએ પેલી કોદાળી બહાર કાઢી. હાથો બેસાડીને એણે કહ્યું, "કોદાળીબાઈ, કૂવો ખોદો.

ત્યાં તો કોદાળી મંડી કૂવો ખોદવા. કઠણ માટી ખોદી, પોચી માટી ખોદી: ને એ....ઈ મોટો ઢગલો કર્યો. એક ઘડીમાં તો ઉંડો કૂવો ખોદી નાખ્યો!

રાજા બહુ રાજી થયા.

હવે એક કામ બાકી રહ્યું.

કૂવો તો સરસ થયો; પણ અંદર પાણી નહોતું.

રાજા કહે, "ભાઈ, આટલું કર. હવે પાણી લાવી આપ."

રામાએ કૂવાને તળીએ જઈને પેલું કમળ મૂકી દીધું. અંદરથી ધડધડ પાણી નીકળવા લાગ્યું. એક ઘડીમાં તો મીઠા જળથી કૂવો ભરાઈ ગયો!

કમળ ઉપર તરી આવ્યું એટલે રામાએ એને ઉંચકી લીધું.

રાજા તો રાજી રાજી થઈ ગયા. "શાબાશ છે, રામસિંહજી તમને."



રાજાએ રામાને રાજકુંવરી પરણાવી.

પછી રાજાએ રામાને અર્ધું રાજપાટ આપ્યું ને રાજકુંવરી પરણાવી.

હવે તો રામસિંહજી ઠાકોર બેય ભાઈ ને ઘરડા બાપની ચાકરી કરે છે, ખાય છે, પીએ છે, ને રાજ કરે છે.

ચન્દ્રશંકર

# રેડ રાઇડિંગ હૂડ

એક હતી છોડી. એનું નામ રેડ રાઈડિંગ હૂડ.

આવું તે નામ હોય? છોડીનું નામ મણિ હોય, મોંઘી હોય, જકલ હોય, જમના હોય, પૂરી હોય, ભૂરી હોય. આવું તે નામ હોય? પણ આ તો વિલાયતની છોડી હતી!

એને એક હતી બા ને એક હતી મોટી મા. મોટીમાએ એને રાતી ડગલી ને રાતો બોશલો શીવડાવ્યો. છોડી રોજ રાતો ડગલો ને બોશલો પહેરે; એટલે બધાંએ એનું નામ રેડ રાઈડિંગ હૂડ પાડયું. રેડ એટલે રાતું ને હૂડ એટલે બોશલો.

નાની એવી સીમ હતી. સીમને બે છેડા હતા. બે છેડે બે ઘર હતાં: એક ઘર મોટીમાનું ને બીજું બા-બાપાનું.

માજીનું ઘર નાનું સરખું. કહોને કે નાનું ઝુંપડું. હુફાળું ને રૂપાળું. રૂપાળું ને હુંફાળું.

નાનું એવું બારણું ને નાનો એવો આગળીઓ. આજુબાજુ ફૂલઝાડ, ચારે બાજુ ફૂલઝાડ, આંગણું બધું ફૂલફૂલ.

રજાનો દિવસ હોય, હૂડ રમવા આવે, મોટીમા એને ખવડાવે, પીવરાવે: માથામાં ફૂલ ગુંથે ને ખોળે બેસાડી બે બચી લે. હૂડ એને કાંઈ વ્હાલી! હૂડને ઘેર જવું ન ગમે.

રજાનો દિવસ છે. બા કહે, "હૂડ બેટા, માજી પાસે જઈશને? આ માખણ ને મધ માજીને બહુ ભાવે છે. લે, આ ડાબડામાં મૂકી આપું. વહેલી જજે. જોજે, રસ્તામાં રમતી નહિ. જરાક રમતિયાળ તો છે જ ને? માજીને કહેજે 'બા સંભારે છે, કાલ સોરાં આવશે.' જા."

રેડે તો રાતી ડગલી ને બોશલો પહેર્યાં. ને ડાબડો લઈને ચાલી. ગાતી જાય ને ચાલતી જાય.

જંગલ વચ્ચે વાટ છે, ઉંચાં ઉચાં ઝાડ છે, આઘે આઘે પહાડ છે, વનમાં વાઘ, વરુ ને નહાર છે. વચ્ચે લીલાં ખેતર છે. બાર છે, જુવાર છે, જાત જાતનો પાક છે.

સવારનો વખત છે. પતંગિયાં ઉડે છે, ફૂલ ફૂલ સુંઘે છે, ક્યાંક કોયલ ટહૂકે છે, ક્યાંક ચકલી ચક ચકે છે, હરણ સસલાં ઠેકે છે ને કૂદે છે.

રાતી છોડી ગાતી જાય ને ચાલતી જાય. વાટે એક વરુ મળ્યું. વરુ કહે, "છોડી, છોડી, ક્યાં ચાલી?"

"એ....પણે મોટીમાને ઘેર, પણે પેલે છેડે માજી રહે છે ને? નાનું એવું ઝુંપડું છે: એક બારણાનું ને આગળીઆરૂં."

વરુ કહે, "માજી તો ઘરડાં હશે?"

"હા, ભાઈ, ઘરડાં તો ખરાં જ ને!"

વરુ કહે, "તે બારણું કેમ કરી ઉઘાડતાં હશે?"

રેડ—"એ તો હું બોલું કે 'માજી, માજી, બારણાં ઉઘાડો' એટલે એ બોલે કે:

"બેટા, આગળીઓ ઉઘાડ ને બારણું ધકેલ."

વરુ—"હાં, બરાબર છે."

રેડ—"હ્યો, ભાઇ, રામરામ."

વરુ—"આટલી બધી ઉતાવળ શી? આ મઝાનાં ફૂલ છે, નવી નવી કુંપળો છે, માજીને માટે થોડાંક લેતી જાને."

રેડ કહે, "બાએ ના તો પાડી છે; પણ માજી માટે ફૂલ વીણું એ કાંઈ રઝળ્યું કહેવાય?"

રેડ ફૂલ વીણે છે. પતંગિયાં ઉડાડે છે. સસલાં પાછળ દોડે છે.

વરુ—"બેન, રામરામ: જાઉં છું."

વરુ મનમાં કહે, એ........પેલું માજીનું ઘર. હાં એ જ લાગે છે. ચાલને જાઉં ને ડોશીને ખાઉં.

"માજી, માજી, બારણાં ઉઘાડો."

"કોણ રેડ?"

"હા, માજી."

"આવી બાપુ? આગળીઓ ઉઘાડ ને બારણું ધકેલ."

વરુભાઇ અંદર પેઠા. હળફ હળફ ડોશીમાને ગળી ગયા. ડોશી બિચારી શું કરે? ઘરડું પાન ખરૂં ને?

વરુભાઈએ તો ડોશીનાં ચશ્માં પહેર્યાં, સાડલો ઓઢયો ને ખાટલે સૂઈને રાઇડિંગ હૂડની રાહ જોવા માંડી. કયારે આવે ને કયારે કોળીઓ કરી જોઉં. રાઈડિંગ હૂડ કાંઇ ગળી લાગશે! તાજું ભોજન!

ઝુંપડામાં ઘરરર ઘરરર નસકોરાં બોલે છે, જાણે મોટીમા ઘોરે છે. રાઈડિંગ હૂડ આવે છે:

"માજી, માજી, બારણાં ઉઘાડો."

વરુભાઈ ડોશી જેવો સાદ કાઢી બોલ્યા,

"બેટા, આગળીઓ ઉઘાડ ને બારણું ધકેલ."

હૂડ કહે, "માજીનો સાદ આવો જાડો કેમ છે? હશે."

રેડ અંદર ગઈ.

"માજી કેમ સૂતાં છો?"

"બેટા, ખાટલે બેસને. જરાક હાડકસર છે."

રેડ—માજી, આવડી મોટી આંખો કેમ?

વરુ—એ તો તને ધારી ધારીને નીરખવા.

રેડ—માજી, આવડા મોટા કાન કેમ થયા?

વરુ—એ તો કાન દઈને તારી વાતો સાંભળવા.

રેડ—ને આ આવડા મોટા દાંત કેમ?

વરુ કહે, "એ તો તને........"

વરુ છલંગ મારે છે. એક બેને ત્રણ: રેડ રાઈડિંગ હોઈયાં હોઈયાં.

કઠિયારો આવે છે. એ હૂડનો બાપ છે. હૂડને એ શોધે છે. જોઉં તો ખરો કે માજી શું કરે છે?

"અરે! આ તે માજી કે માજો? આ તો વરુ ઘોરે છે. હાં, માજીને ખાઈ ગયું લાગે છે!"

એક કુહાડીનો ઘા ને વરુભાઈ સ્વધામમાં!

પેટ ચીરીને જોયું ત્યાં તો અંદર માજી ને રાઈડિંગ હૂડ બેય બેઠેલાં.

રેડે બધી વાત કહી.

બાપ કહે, "જોજે હવે જાળવજે. વરુ તો એવાં હોય."

ગિજુભાઈ

—:૦:—



# એક રાજકુંવરી

એક હતો રાજા. મોટું એનું રાજ હતું: પાસે ધનના ભંડાર હતા, ઘણાં ઘણાં માણસ હતાં, મદ-ઝરતા હાથી હતા, હણહણતા ઘોડા હતા, બાગ ને બગીચા હતા; પણ રાજાને એક વાતનું દુ:ખ: એને એકેય છોકરૂં નહિ.

રાજારાણી ઈશ્વરની ભક્તિ કરે છે, ધપધાપ કરે છે, માગે છે, "પ્રભુ, એક બાળક દેજે."

પ્રભુએ અરજ સાંભળી છે. એક કુંવરી અવતરી છે. રૂપરૂપની અવતાર: રૂપાળી ને દેખાવડી.

રાજાનો હરખ માય નહિ, રાણીના આનંદનો પાર નહિ, ગામ આખું રાજી રાજી.

તરિયાં તોરણ બંધાયાં, અબિલ ગુલાલ છંટાયાં, અત્તર ગુલાબ બ્હેકી રહ્યાં

કુંવરી સાત દિવસની થઈ: રાજાએ આખું ગામ જમવા નોતર્યું.

ગામની સાત પરીઓ માટે રત્નજડિત થાળ કરાવ્યા.

સૌ જમવા બેઠાં છે. ભાતભાતનાં પકવાન પિરસાય છે, જાતજાતનાં શાક મૂકાય છે, નોકર ચાકર વા ઢોળે છે, સાતે પરી જમે છે; ત્યાં લાકડી લઇને ઠચુક ઠચુક કરતી એક ઘરડી પરી આવી.

એને એક ઘર નહોતું, એક એને છોકરું નહોતું. ખંડેરોમાં ભટકયા કરે. બધાં કહેતાં, "એતો મરી ગઈ હશે."

રાજાએ ઘરડી પરીને કહ્યું, "પધારો, પધારો, અમને તમારી ખબર નહોતી."

સોનાના થાળમાં પરીને જમવાનું પિરસાયું;

પણ ઘરડી પરી બહુ ક્રોધી. એની રીસ તો માય નહિ. એ કહે, "આવા થાળમાં હું કેમ જમું?"

રાજારાણી પગે લાગ્યાં, સૌએ વિનતિ કરી; પણ ઘરડી માને ત્યારેને?

સાતે પરીઓએ એને સમજાવી; પણ એતો માને જ નહિ. જઈને એક ખૂણામાં બેઠી.

સૌ જમી રહ્યાં.

જમી પરવારી મુખવાસ લીધા ને સૌ સાત પરી- ઓ કુંવરી પાસે આવી.

પરી કુંવરીને જોતી જાય ને આશિષ આપતી જાય.

એક કહે, "બેટા, સો વરસની થજે."

બીજી કહે, "રૂપરૂપનો અવતાર થજે." ત્રીજીએ ગુણનો ભંડાર આપ્યો, ચોથીએ સુખ આપ્યું પાંચમીએ પૈસા આપ્યા.

જ્યાં છઠ્ઠી પરી બોલી રહી કે તરત પેલી ઘરડી ત્યાં આવી, એણે શાપ દીધો: "ત્રાક વાગજો ને મરી જજો."

પણ સાતમી પરી બાકી હતી. તે કહે, "ત્રાક વાગતાં કુંવરી મરી નહિ જાય પણ ઉંઘમાં પડશે. એક રાજકુંવર આવશે ને એને જગાડશે."

સાતે પરી વિદાય થઈ, ઘરડી પરીય ચાલી ગઈ. ગામ આખું ઘેર ગયું.

રાજાએ હુકમ કર્યો, "ખબરદાર, એકે ય ત્રાક નીચે રાખો છે તો. બધા રેંટિયા ઉપલા ઓરડામાં મૂકી દો."

કુંવરી મોટી થાય છે. દિવસે ન વધે એટલી રાતે વધે છે ને રાતે ન વધે એટલી દિવસે વધે છે.

એક દિવસ રાજારાણી દેવસેવા કરવા બેઠાં છે. કુંવરી મહેલમાં રમે છે.

રમતાં રમતાં કુંવરી ઉપલે માળ ચઢી. એક બંધ ઓરડા પાસે કુંવરી રમવા લાગી, રમતાં રમતાં એને થયું, આ ઓરડો કોઈ દિવસ ઉઘડતો નથી. એમાં શું હશે?

એક પેટી ઉપર ચઢી કુંવરીએ સાંકળ ઉઘેડી.

અંદર જાય ત્યાં તો બધી ત્રાકો જ ત્રાકો! ત્રાકોનો સુમાર નહિ, રેંટિયાનો પાર નહિ! એક ખૂણામાં ઘરડી પરી રેંટિયો કાંતતી'તી.

કુંવરી એને ઓળખે નહિ, એણે પાસે જઈને પૂછ્યું, "માજી, માજી, શું કરો છો?"

"બેટા, રેંટિયો કાંતું છું."

કુંવરી જ્યાં રેંટિયા પાસે જાય ત્યાં તો ત્રાક વાગી ગઈ! ધબ્બાક દઈને એ નીચે પડી! ન હાલે કે ચાલે: નહિ વાત કે વિગત!

નીચે સૌ કુંવરી ખોળે. કોઈ કહે, "બાગમાં હશે." કોઈ કહે, "બહાર હશે."

ગામ બધું ખોળી નાખ્યું, નોકરચાકરે દોડાદોડ કરી મૂકી, દાસદાસીઓ શોધી થાક્યાં; પણ કુંવરી ન મળી.

રાજા કહે, "એટલામાં ક્યાં ગઈ?"

રાણીની આંખે આંસુની ધાર ચાલી. એ કહે, "કુંવરી વિના જીવીને શું કામ?"

પ્રધાનજી કહે, "ઉપર તો જોઈએ."

સૌ ઉપલે માળ ગયાં. પેલા ઓરડામાં જુએ તો કુંવરી પડેલી!

રાણી તો કુંવરીને ઘણીય હલાવે, ઘણીય ઢંઢોળે, ઘણીય બોલાવે; પણ કુંવરીને ખબર ન પડે. એ તો ઘસ ઘસ ઉંઘ્યા જ કરે.

સૌ કહે, "અરેરે! કુંવરીબાને શું થયું?"

રાણીએ રડતાં રડતાં કહ્યું, "હશે, ઘરડી પરીનો શાપ લાગ્યો. હવે એને અહીં જ રહેવા દો."

રાજાએ હુકમ કર્યો: "મહેલમાં કોઇ રહે નહિ: અહીં કોઈ આવે નહિ ને જાય નહિ."

× × ×

મહેલની આસપાસ મોટાં ઝાડ ઉગ્યાં છે, વડ ને પીંપળા, ખેર ને આંબલીનાં મોટાં ઝૂંડ બાઝયાં છે. જાળાં ઝાંખરાનો પાર નથી. કોની તાકાત કે મહેલ પાસે જઈ શકે?

એક રાજકુંવર શિકારે નીકળ્યો છે. બે વાઘ માર્યા છે, ત્રીજાની પાછળ ઘોડો મારી મૂકયો છે. આ બખોલ, પેલી બખોલ કરતાં વાઘ છટકે છે, પણ કુંવર કેડો મૂકતો ને? સામો થાય તો તો મોત જ આવે.

વાઘ ફાળ ઉપર ફાળ ભરે છે. પાછળ કુંવરનો ઘોડો છૂટયો છે.

એક ડુંગર વટાવ્યો, બીજો, વળી ત્રીજો.

કુંવર તીર છોડે છે, વાઘ તીર ચૂકવે છે; પણ ક્યાં સુધી? સન્‌ન્‌ન્ કરતું એક તીર છૂટયું ને વાઘનું પેટ ચીરી નાખ્યું, વળી બીજું; ત્રાડ મારી વાઘ નીચે પડયો.

કુંવર કહે, "હાશ."

પણ હવે જવું ક્યાં? કેટલાય ડુંગર વટાવ્યા'તા, કેટલીય નદીઓ પાર કરી'તી, રાજમહેલ કેટલેય દૂર રહી ગયો'તો.

સાંઝ પડે છે, ધીમે સૂરજ નમે છે. કુંવરે આમતેમ જોયું: પાસે એક નાનું જંગલ છે. છેટે ગોવાળીઆ ઢોર ચારે છે. કુંવરે ગોવાળને રસ્તો પૂછયો.

ગોવાળ કહે, "બાપુ, આ જંગલની પેલી પાર મોટું શહેર છે ત્યાં જાવ. પણ જોજો આ જંગલમાં ના પેસતા; નહિ તો રાજાજી મારી નાખશે."

કુંવરને નવાઈ લાગી. એ કહે, "જંગલમાં એવું શું હશે?"

કુંવરે બારીકાઈથી જોયું. જંગલ વચ્ચે એક મહેલ છે. કુંવર તો મહેલ તરફ જવા લાગ્યો; પણ ઘોડો ચાલે શી રીતે? જાળાંઝાંખરાનો પાર નહિ, ઘોડો તો આમ જાય ને તેમ જાય; પણ આપડાથી ખસાય જ નહિ. ઘોડો તો થાકયો.

કુંવર કહે, "સબુર બેટા."

નીચે ઉતરીને કુંવરે જાળાંઝાંખરાં કાપી નાખ્યાં. જેવોતેવો રસ્તો કરી એણે ઘોડો દોર્યો.

કુંવર મહેલ પાસે આવ્યો; પણ કોઈ બોલે કે ચાલે!

એ કહે, "આવી રૂપાળી જગ્યા છે, આવો રૂપાળો મહેલ છે, આમાં કોઈ રહેતું કેમ નથી? લાવ અંદર તો જોઉં."

ઘોડાને બાંધીને કુંવર મહેલમાં ગયો.

કુંવરે ઓશરી ને ઓટલા જોયા; પણ કયાંય માણસ ન મળે! બધી ચીજો એમને એમ પડેલી!

કુંવર તો ઉપલે માળ ચઢયો. ઉપલા ઓરડામાં આવ્યો; ત્યાં તો કુંવર દિંગ થઈ ગયો. આ શું? ત્રાકોનો કાંઈ પાર નથી, ઘણા બધા રેંટિયા પડયા છે.

વચમાં એક કુંવરી સૂતી છેઃ જાણે હમણાં બોલશે!

કુંવરે એને બોલાવી પણ એ તો કાંઇ બોલી ચાલી નહિ.

ધીરે રહી કુંવર હેઠો બેઠો. હળવે રહી એણે કુંવરીને ઢંઢોળી.



ઘરડી પરીનો શાપ પૂરો થયો. આળસ મરડી કુંવરી બેઠી થઇ. રાજકુંવર રાજી થયો.

સૌને જાણ થઈ. રાજા હસતા આવ્યા, રાણી દોડતી આવી. નોબત ગરગડી, શરણાઇસૂર નીકળ્યા.

સૌનો હરખ માય નહિ.

રાજાએ હુકમ કર્યો: "જંગલ આખું સાફ કરો."

નોકરચાકરે એક ઘડીમાં જંગલ કાપ્યું ને સુંદર મેદાન બનાવ્યું.

પાણી છંટાયાં, અબિલ ગુલાલે સાથિયા પૂરાયા, મોતીનાં તોરણ બંધાયાં, ને ભાતભાતનાં પકવાન થયાં.

બધાને મન આનંદ આનંદ. રાજાએ બ્રાહ્મણ બોલાવ્યા, જોષ જોવરાવ્યા ને બીજે દિવસે વાજતેગાજતે કુંવરકુંવરી પરણાવ્યાં.

× * ×

રાજકુંવર બે રાજ ચલાવે છે. કુંવરી રોજ સોનાની ત્રાકે સુતર કાંતે છે. ખાય છે, પીએ છે ને મઝા કરે છે.

ચન્દ્રશંકર

—×—

# કોયલ કુઉઉઉ કેમ કરે છે?

બે હતી બેનો. એકનું નામ કુ ને બીજીનું નામ સુ.

બેય બેનો વચ્ચે બહુ માયા. દિવસ ને રાત ભેળી રમે ને ભેળી જમે.

ઉનાળો બેઠો: વસંત આવી ને આંબે મો'ર આવ્યો.

બેય બેનો કહે, "ચાલો મો'ર લેવા જઈએ."

બેય જણ એક આંબેથી બીજે આંબે જાય. ગીત ગાતી જાય ને મો'ર વીણતી જાય.

એમ કરતાં એ તો ભરજંગલમાં નીકળી ગઈ. મોટું જંગલ: ઝાડ ને ઝાંખરાંનો પાર નહિ, વાઘવરૂનો સુમાર નહિ.

બેનો તો હરખમાં નાચતી જાય ને મો'ર ને ફૂલ વીણતી જાય.

ચાલતાં ચાલતાં વાઘની એક ગુફા આવી. બિચારી બેય બેનો ગભરાઈ ગઈ. હવે કરવું શું? નાશીનેય ક્યાં જવું? એટલામાં અંદરથી વાઘ ઘુરક્યોઃ ઘુઉઉઉ.

બેય બેનો ધ્રૂજી ઉઠી. ગભરાઈને એ તો દોડી. સાથ છૂટી ગયો: એક ગઈ ઉત્તરમાં ને બીજી ગઈ દક્ષિણમાં.

સાંઝ પડી ત્યારે જેમતેમ કરીને સુ ઘેર પહોંચી. મા તો એમની વાટ જ જોતી હતી.

એણે ગભરાઈ પૂછ્યું, "બેટા; બેન ક્યાં?"

સુ બિચારી રોઇ પડી. એણે બધી વાત કહી. માદીકરીને ખૂબ રડવું આવ્યું.

બીજો દિવસ થયો. સુને એકલીને કાંઇ ગોઠે નહિ. એ તો બેનને શોધવા ચાલી. આંબાનાં ઝાડ પાસે ફરે ને બેનને બોલાવે, "કુ ઓ કુ?" "કુઉ કુઉ?"

પણ કુ ક્યાંથી બોલે? એ તો કોણ જાણે ક્યાંય ગઈ હશે!

સાદ પાડી પાડીને સુનો તો ધાંટો રહી ગયો, શરીર ધ્રૂજવા લાગ્યું.

સાંજ પડી ત્યારે સુ તો બદલાઈને પંખી બની ગઈ!

આંબે આંબે ફરે ને બેનને બોલાવે, "કુ ઓ કુ?" "કુઉ....કુઉ?"

બધાંએ એનું નામ કોયલ પાડયું.

આજેય ઉનાળો આવે છે, ત્યારે આંબા ડાળે બેસી કોયલ બેનને બોલાવે છે, "કુઉઉઉ, કુઉઉઉ?"

ચન્દ્રશંકર



# બે પુતળીઓ

એક હતો રાજા. એને એક કુંવરી. રૂપરૂપનો અવતાર ને ગુણનો ભંડાર. રાજા કહે, "કુંવરી તો એને પરણાવું કે જે શાણો ને સુશીલ હોય, ગુણીયલ ને ગંભીર હોય."

પણ એવો કુંવર શોધવો ક્યાંથી? એને ઓળખવોય કેવી રીતે? ધનને ઓળખાય, રૂપને ઓળખાય ને બળનેય ઓળખાય પણ શાણપણ કેમ પરખાય?

રાજાએ તો એક જુક્તિ કરી. બે પુતળીઓ બનાવી. અસલ જાણે જીવતી રાજકુંવરીઓ જ. બન્ને પુતળીઓ બધી રીતે સરખી: હાથ જુઓ તો સરખા, પગ જુઓ તો સરખા, ચહેરો જુઓ તો સરખો; બદલી બદલાઈ જાય, ઓળખી ઓળખાઈ જ નહિ; જાણે એક મગની બે ફાડ!

રાજમહેલમાં પુતળીઓ મૂકાવીને રાજાએ ઢંઢેરો પીટાવ્યો, "એ કુંવર રાજકુંવરી વરશે જે આ બે પુતળીઓમાં ફેર શોધી કાઢશે, ને બેમાં સારી કઈ છે એ પારખશે."

ગામમાં ને ગામ બહાર, દેશમાં ને પરદેશમાં સમાચાર ફેલાયા.

રાજા ને રાજકુંવરો, ઠાકર ને ઠાકરડાઓ કુંવરીને પરણવા તૈયાર થયા.

રાજકુમારો તો રાજમહેલમાં જાય ને પુતળીઓને જુએ. આમ જુએ, તેમ જુએ, આગળ જુએ, પાછળ જુએ, નીચે જુએ, ઉંચે જુએ, જોઈ જોઈને થાકે પણ કાંઈ પત્તો લાગે નહિ. બિચારા ભોંઠા પડીને પાછા જાય.

બીજા કુંવરો આવે. બિચારા ઘણું જુએ, તાકીને જુએ, ધારીને જુએ, બાડી આંખે જુએ, પાસે જઇને જુએ, દૂર જઈને જુએ, પણ કાંઈ ભેદ સમજાય નહિ. એક પછી એક સૌ વીલે મોંઢે પાછા જાય.

રાજા મુંઝાયો. આ તો કુંવરી કુંવારી રહેશે! આ આટલા બધા કુંવરો આવ્યા પણ કોઈનામાં અક્કલ ન દીઠી!

એક રાજકુંવર બાકી હતો, એ આવ્યો. શાંત ને ગંભીર. ધીર ને સ્થિર. ધીર ગતિએ ચાલે, ઝીણી નજરે જુએ ને તોળી તોળીને બોલે.

રાજા કહે, "પારખે તો પારખે. આ કુંવરમાં પાણી લાગે છે!"

કુંવર મહેલમાં આવ્યો. પુતળીને ધારી ધારીને જોઇ, ટીકી ટીકીને જોઈ, પણ કાંઇ ફેર લાગે નહિ. "અરે! આ તો નવાઇ! આંખો જુઓ તો સરખી, નાક જુઓ તો સરખું, મોઢું જુઓ તો જાણે એનું એ જ. હાથ સરખા, પગ સરખા; જે જુઓ તે સરખું, આમાં ફેર કયાં શોધવો?"

કુંવર વિચારમાં પડ્યો. કુંવરી જોઇ રહી.

રાજા કહે, "અરે! આ કુંવર પણ નહિ પારખે!"

કુંવર ફરી જોવા લાગ્યો. આમ જઇને જોયું, તેમ જઈને જોયું, બહુ બહુ જોયું, ઝીણું ઝીણું જોયું, પાકું પાકું જોયું, પણ પત્તો લાગે નહિ.

કુંવર તો મુંઝાયો: ભવાં ચડાવ્યાં, હોઠ કરડયો, આંખો બંધ કરી, પાછી ઉઘાડી, પાસે ગયો. હાથ જોયા, કાન જોયા, "હં, આમાં ભેદ છે!"

નીચે નમ્યો ને સળી ઉપાડી. પુતળીના કાનમાં નાખી. સળી તો ઉંડી ઉંડી ગઇ. અરે! આ તો મોઢામાં થઈને બહાર નીકળી પડી. કુંવરે સળી